# દિલ્હીમાં નકશબંદી ઔલિયાના મુબારક મઝારોની ગાઈડ

## તસવીરો સાથે



'નકશબંદી ઔલિયા' ગ્રંથમાળા : ૧૬




લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)

હુવલ બાકી

'નકશબંદી ઓલિયા' ગ્રંથમાળા : ૧૬

# દિલ્હીમાં નકશબંદી ઓલિયાના મુબારક મઝારોની ગાઈડ

## તસવીરો સાથે




લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)

કમ્પોઝીંગ

મવલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી (વલસાડ)

છાપકામ અને વેચાણ વ્યવસ્થા




મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી

'હિદાયત આર્ટ'

સગરામપૂરા, તલાવડી, સૂરત

Mobile No. : 099740 34310

પ્રકાશન વર્ષ

સફર, ૧૪૪૨ / ઓકટોબર, ૨૦૨૦



# સરહિન્દ શરીફ, બરાસ શરીફ અને મકાન શરીફ (રત્ર-છત્ર)ના મુબારક મઝારો અને ઈમારતો [તસવીરો સાથે ગાઈડ]

'નકશબંદી ઔલિયા' ગ્રંથમાળા : ૧૫



લેખક
અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)



# અવલિયાના મઝારો ફયઝાને ઈલાહીથી ખાલી નથી

અલ્લામહ ડોકટર મુહમ્મદ ઈકબાલે મૌલાના સય્યિદ સુલયમાન નદવી રહમતુલ્લાહિ અલયહિને એક પત્રમાં લખ્યું હતું :

"ખ્વાજા નકશબંદ અને મુજદ્દિદે સરહિંદની મારા દિલમાં ઘણી મોટી ઈઝઝત છે."

ડોકટર મુહમ્મદ ઈકબાલને હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિ પ્રત્યે આ ઈઝઝત અને અકીદત ઉત્પન્ન થવાનો બનાવ પણ ઘણો રસીક છે. મુજદ્દિદી ખાનદાનના એક બુઝુર્ગ અને ડોકટર મુહમ્મદ ઈકબાલના સમકાલીન, હઝરત મૌલાના મુહમ્મદ હાશિમજાન સાહબ સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

એક વખતે કેટલાક સાથીઓ સંગાથે સરહિંદ શરીફ જતા હું લાહોર પહોંચ્યો. ઈકબાલથી મુલાકાત કરવાનું મન થયું. અસરના વખતે મુલાકાત માટે ગયો. ઈકબાલને જયારે એ જાણ થઈ કે મને મુજદ્દિદી ખાનદાનથી નસબી સંબંધ છે તો તેમણે મારી ઘણી ઈઝઝતઅફઝાઈ કરી અને હઝરત મુજદ્દિદથી પોતાની અકીદતની શરૂઆત વિષે એક બનાવ બયાન કર્યો.

ઈકબાલે કહ્યું :

"એક વખતે હું હાફિઝ અબ્દુલ હલીમને ત્યાં કેટલાક સાથીઓ સંગાથે બસી (નામના ગામે) ગયો હતો. પાછા ફરતી વખતે રસ્તામાં સરહિંદ આવ્યું. સાથીઓ હઝરત મુજદ્દિદના મઝારે મુબારક પર ફાતિહા ખ્વાનીના માટે ગયા. મજબૂરીથી મારે

પણ જવું પડયું. બધાં સાથીઓ મુરાકિબ થઈ ગયા. હું (અમસ્તો) બેસી રહ્યો. અચાનક મારા પર રિક્કત (રુદન) તારી થઈ ગયું. હું કાંપવા લાગ્યો અને થોડાં સમય પછી બેહોશ થઈ ગયો. જયારે સાથીઓ મુરાકિબાથી ફારિગ થયા ત્યારે મારા પર પાણી છાંટયું અને હું હોશમાં આવ્યો. આ રૂહાની સ્વાનુભવ પછી મને ખબર પડી કે અવલિયાના મઝારો ફયઝાને ઈલાહીથી ખાલી નથી ! ''

હઝરત મૌલાના મુહમ્મદ હાશિમજાન ફરમાવે છે કે :

''ઈકબાલ આ બનાવ બયાન કરતા જતા હતા અને રડતા જતા હતા. તેમનું દિલ મુહબ્બતથી છલોછલ અને આંખો આંસૂઓથી તર હતી.''

['મકતૂબાતે ઈકબાલ', પાનું : ૧૬૧,
સંપાદક : સય્યિદ નઝીર નિયાઝી]

હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહિમહુલ્લાહુએ ફરમાવ્યું છે :

**અય બસા દર ગોર ખુફતહ ખાકવાર,**
**બેહ ઝ સદ ઝિન્દહ, બેહ નફઅ વ ઈન્તિશાર.**

<u>ભાવાર્થ</u> :

અલ્લાહ તઆલાના જે નેક અને મકબૂલ બંદાઓ,
પોતાની કબરોમાં આરામ ફરમાવે છે,
તેઓ ફયઝ અને નફો પહોંચાડવામાં,
સેંકડો હયાત બુઝુર્ગો કરતાં બેહતર છે.

['હિદાયાતે હિદાયત', પત્ર નંબર : ૧૧, પાનું : ૩૨, ૩૩]

# લેખકનું નિવેદન

**અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)**

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ !**

લગભગ ૧૧ (અગિયાર) વરસ પહેલાં, નવેમ્બર, ઈસ્વીસન ૨૦૦૯ માં હું અને મારા અઝીઝ દોસ્તો મુહતરમ હાજી અબ્દુલ સત્તારભાઈ ચોકસી, સૂરત અને મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી, મુંબઈ તેમજ તેમના ફરઝંદો ઈરફાનભાઈ અને ઝહીરભાઈ સરહિંદ શરીફ ગયા હતા અને ત્યાં કેટલાક દિવસો રોકાયા હતા.

તે પછી ત્યાંથી દિલ્હી ગયા હતા અને ત્યાં પણ કેટલાક દિવસો રોકાયા હતા. મુહતરમ ઈરફાનભાઈ અઘાડી અને ઝહીરભાઈ અઘાડીએ એમના મોબાઈલમાં દિલ્હીના મુબારક મઝારોની પણ તસવીરો કેદ કરી હતી.

દિલ્હીમાં દરેક સિલસિલાના અસંખ્ય મહાન ઔલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનના મુબારક મઝારો છે પરંતુ જૂની અને નવી દિલ્હી મળીને એનો વિસ્તાર ઘણો વિશાળ થઈ ગયો છે. ઉપરાંત અનેક વિસ્તારોના નામો પણ બદલવામાં આવ્યા છે. ઘણાં ઝિયારત કરવા ચાહનારાઓ પાસે એની ચોક્કસ માહિતી હોતી નથી. ઉપરાંત મોટા ભાગના ઝિયારત કરનારાઓ એ મહાન બુઝુર્ગોના જીવનચરિત્રો અને મહાન મરતબાઓથી પણ વાકિફ હોતા નથી.

અમે આ કિતાબમાં :

● નકશબંદી બુઝુર્ગોના મઝારો ચોક્કસ કયા વિસ્તારમાં છે તે આપવા

કોશિશ કરી છે.

- દરેક બુઝુર્ગના ટૂંકમાં જીવનચરિત્રો પણ આપ્યા છે.
- શકય એટલા મુબારક મઝારોની તસવીરો પણ આપી છે.
- પોષ્ટલ ડીપાર્ટમેન્ટે દિલ્હીના વિસ્તારોના જે પીન કોર્ડ નંબરો આપ્યા છે તે પ્રમાણે જુદા જુદા વિભાગો બનાવ્યા છે.

ટૂંકમાં દિલ્હીના નકશબંદી બુઝુર્ગોના મુબારક મઝારો વિષે એક ગાઈડ જેવી માહિતીપૂર્ણ કિતાબ બનાવવા માટે અમે કોશિશ કરી છે.

અગિયાર વરસ પહેલાં અલ્લાહ તઆલાએ અમારા દિલોમાં નાંખેલો વિચાર આજે તેણે જ પોતાના ફઝલ, કરમ અને મહેરબાનીથી તેમજ તેના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ અને મહબૂબ બંદાઓના વસીલાથી સાકાર કર્યો છે તે બદલ અમે તેના બેહદ શુક્રગુઝાર અને આભારી છીએ.

ત્યારના અમારા એ પ્રવાસના ખાસ સાથી મુહતરમ અબ્દુલ સત્તારભાઈ ચોકસીને આ કિતાબ પ્રગટ કરવાની ખાસ તમન્ના હતી પરંતુ તેઓ આજે હયાત નથી એનો ઘણો ઊંડો અફસોસ છે. અલબત્ત, તેમની રૂહ તો આજે જરૂર ખૂશ થતી હશે જ એમાં શંકાને સ્થાન નથી.

અલ્લાહ તઆલાએ એમને મોત અને દફન પણ સૌથી શ્રેષ્ઠ જગાએ મદીનહ મુનવ્વરહમાં અતા ફરમાવ્યું.

- ૩, જમાદિલ અવ્વલ, ૧૪૩૩ મુતાબિક ૨૬, મી માર્ચ, ૨૦૧૨ ઈસ્વીસનમાં સોમવારે ઈન્તિકાલ થયો અને સવારે ફજરની નમાઝ બાદ મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમમાં, એના મુહતરમ ઈમામ સાહબે, એમની જનાઝહની નમાઝ પઢાવી અને લાખો નમાઝીઓએ એમની જનાઝહની નમાઝ પઢી.
- તે પછી જન્નતુલ બકીઅના મુબારક કબ્રસ્તાનમાં આપને દફન

કરવામાં આવ્યા.

કાશ ! આ લખનારને પણ એવું મુબારક મોત મળે !

'સરહિન્દ શરીફના મુબારક મઝારો' અને
'દિલ્હીના નકશબંદી બુઝુર્ગોના મુબારક મઝારો'

આ બન્ને કિતાબો માટે :

- ખૂટતી તસવીરો ઈન્ટરનેટ પરથી મેળવવા માટે,
- તેને યોગ્ય રીતે રંગીન અને સુશોભિત કરવા માટે,
- તેને યોગ્ય સ્થાને ગોઠવવા માટે,
- મુબારક મઝારોના ચોક્કસ સરનામાઓ અને તેના પોસ્ટ ઓફિસના નવા પીન કોડ નંબરો મેળવવા માટે,
- બન્ને કિતાબોના કવર પેઈજ, પ્રિન્ટીંગ, બાઈન્ડિંગ બધું જ બેહતરથી બેહતર બનાવવા માટે,
  - મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી અને એમના સાહબઝાદાઓ તથા
  - મુહતરમ મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી દામત બરકાતુહુમએ ખૂબ મહેનત અને કોશિશો કરી છે. તેમનો અને આ કિતાબ તૈયાર કરવામાં અને પ્રગટ કરવામાં તન, મન, ધનથી ભાગ લેનાર દરેકનો હું આભારી છું. અલ્લાહ તઆલા તમામને બન્ને જહાનમાં ઉમદહ નેઅમતોથી નવાઝે. આમીન !

મુજદ્દિદી સિલસિલાનો અદના ગુલામ,

**અબ્દુલ કાદિર ફાતીવાલા**

ગુફિરલહૂ

૧૯, મુહર્રમ, ૧૪૪૨

૧૯, સપ્ટેમ્બર, ૨૦૨૦

# અનુક્રમણિકા

## પહેલો વિભાગ

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના કબ્રસ્તાનમાં આવેલા મુબારક મઝારો

## બીજો વિભાગ

## દરગાહે હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિમાં આવેલા મુબારક મઝારો



## ત્રીજો વિભાગ

## બસ્તી ખ્વાજા મીર દર્દ રહમતુલ્લાહિ અલયહિ દિલ્હી – ૬ માં આવેલા મુબારક મઝારો



## ચોથો વિભાગ

## ફતેહપૂરી મસ્જિદ, ચાંદની ચોક, દિલ્હી – ૬ માં આવેલા મુબારક મઝારો

## પાંચમો વિભાગ

## જૂની દિલ્હી – ૬ માં આવેલા બીજા મુબારક મઝારો



## છઠ્ઠો વિભાગ

## નવી દિલ્હી – ૧ માં આવેલા મુબારક મઝારો



## સાતમો વિભાગ

## મેહદિયોના કબ્રસ્તાન દિલ્હી – ૨ માં આવેલા મુબારક મઝારો

## આઠમો વિભાગ

## નવી દિલ્હી – 3 માં આવેલો મુબારક મઝાર



## નવમો વિભાગ

## દિલ્હી – ૭ માં આવેલા મુબારક મઝારો



## દસમો વિભાગ

## હઝરત બસ્તી નિઝામુદ્દીન ઔલિયા રહમતુલ્લાહિ અલયહિ, દિલ્હી – ૧૩ માં આવેલા મુબારક મઝારો

## અગિયારમો વિભાગ

## માલવિયા નગર, દિલ્હી – ૧૭ માં આવેલો મુબારક મઝાર



## બારમો વિભાગ

## મેહરોલી (દિલ્હી – ૩૦) માં આવેલા હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના ખાનદાનના મુબારક મઝારો



## તેરમો વિભાગ

## દિલ્હી – ૩૩ માં આવેલો મુબારક મઝાર

# પહેલો વિભાગ

# હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુના કબ્રસ્તાનમાં આવેલા મુબારક મઝારો

**સરનામું** New Pin Code : 110055

**નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું કબ્રસ્તાન, કુતુબ રોડ, જૂની ઈદગાહ નજીક, સીન્ગોડા ચોક નજીક, સદર બઝાર નજીક, કમેલા નજીક, જૂની દિલ્હી – ૫૫ થાના નબીએ કરીમ (પોલિસ સ્ટેશન)ની બાજુમાં.**

[૧]

## હઝરત ખ્વાજા સય્યિદ રઝિયુદ્દીન રહિમહુલ્લાહુ ઉર્ફે હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી રહમતુલ્લાહિ અલયહિ

### હઝરતના વાલિદ સાહબ

- હઝરતના વાલિદ સાહબનું નામ કાઝી અબ્દુસ્સલામ ખિલજી, સમરકંદી, કુરેશી હતું.
- તેઓ આલિમ બા–અમલ વજદ તથા હાલવાળા બુઝુર્ગ હતા.
- તેઓ સમરકંદથી કાબુલ આવીને સ્થાયી થયા હતા.

### હઝરતના વાલિદહ સાહિબા

- હઝરતના વાલિદહ સાહિબા કાબુલના જ હતા.
- વાલિદહનો વંશ હઝરત શૈખ ઉમર યાગિસ્તાની રહમતુલ્લાહિ અલયહિ સુધી પહોંચે છે, જેઓ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર

રહમતુલ્લાહિ અલયહિના નાના હતા.

- હઝરતના નાની અમ્મા સાહિબહ સાદાત ખાનદાનમાંથી હતા.

## હઝરતના જન્મ પહેલાં વાલિદહને બશારત

- હઝરતના જન્મ પહેલાં આપની વાલિદહ સાહિબાએ ખ્વાબમાં જોયું કે, સૂરજ આસમાનમાંથી નીચે ઉતરીને વાલિદહ સાહિબહની ગોદમાં આવી ગયો છે.
- એક બુઝુર્ગે આ ખ્વાબની તાબીર આ બતાવી કે :
  "તમારે ત્યાં એક ફરઝંદ પૈદા થશે જેની રોશની સૂરજની રોશનીની જેમ આખી દુનિયામાં ફેલાઈ જશે."

## હઝરતનો મુબારક જન્મ

- હઝરતનો મુબારક જન્મ ૧૫, ઝિલહજજ, ૯૭૧ હિજરીસન મુતાબિક ૧૫, જૂલાઈ, ૧૫૬૪ ઈસ્વીસનના રોજ અફઘાનિસ્તાનના પાટનગર કાબુલમાં થયો હતો.
- આપનું નામ સય્યિદ રઝિયુદ્દીન રાખવામાં આવ્યું હતું પરંતુ ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના નામથી મશહૂર છે.

## તઅલીમ અને તરબિયત

- ફકત ૮ (આઠ) વરસની નાની ઉંમરમાં આપ કુર્આન શરીફના હાફિઝ થઈ ગયા !
- તે ઝમાનામાં મૌલાના સાદિક હલવાઈ રહમતુલ્લાહિ અલયહિ ઘણાં મોટા આલિમ, ફાઝિલ અને ઉચ્ચ કક્ષાના શાઈર પણ હતા
- એમની ખિદમતમાં રહીને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ જાહિરી તઅલીમ અને તરબિયતથી સુશોભિત થયા.
- ઉસ્તાદ જયારે કાબુલથી પોતાના વતન માવરાઉન્નહર ગયા ત્યારે હઝરત પણ તેમની સાથે જ ગયા.

## મુરશિદની તલાશની આગ દિલમાં ભડકી ઊઠી

એક મજઝૂબે એક દિવસે આપને સંબોધીને આ શઅેર કહ્યો :

**દર કંઝ વ હિદાયહ ન તવૉ દીદ ખુદારા,**
**આઈનએ દિલ બીં કે કિતાબે બેહ અઝીં નીસ્ત.**

[કંઝ અને હિદાયહ જેવી જાહિરી ઈલ્મની કિતાબો (પાઠય પુસ્તકો)ના શિક્ષણથી અલ્લાહ તઆલાના દીદાર કરવા શકય નથી. દિલરૂપી આઈનાના દર્શનમાં ડૂબી જાઓ, અલ્લાહ તઆલાના દીદાર માટે એના કરતાં બેહતર કોઈ કિતાબ નથી.]

- આ શઅેર સાંભળતાં જ હઝરતના દિલમાં મુરશિદની તલાશની આગ ભડકી ઊઠી અને આપ મુરશિદની તલાશમાં રવાના થઈ ગયા.
- અનેક મુલ્કોમાં ફરી, અનેક બુઝુર્ગોની ખિદમતમાં રહ્યા પરંતુ આપના દિલને સંતોષ ન થયો.

## આપના પીર આપનો ઈન્તિઝાર કરતા હતા

તે ઝમાનાના મહાન બુઝુર્ગ અને હઝરતના ભાવિ પીર હઝરત મૌલાના ખ્વાજા અમકંગી રહમતુલ્લાહિ અલયહિએ ખ્વાબમાં તશરીફ લાવીને આપને ફરમાવ્યું :

"હે ફરઝંદ ! મને તમારો ઈન્તિઝાર છે !"

## ફકત ત્રણ જ દિવસમાં ખિલાફતથી મુશર્રફ થઈ ગયા !

- હઝરત તત્કાલ પીરને મળવા માટે રવાના થઈ ગયા.
- પીર સાહેબને કશ્ફથી એની જાણ થઈ ગઈ એટલે એમને આવકારવા માટે સામેથી આવ્યા.
- હઝરતને આપે ઘરે લઈ જઈને બયઅત ફરમાવ્યા.
- પીર સાહબે આપને ત્રણ રાત–દિવસ એકાંતવાસમાં રાખ્યા અને

પછી આપને ખિલાફતથી નવાઝયા.

## હિન્દુસ્તાન જવાનો હુકમ

- ખિલાફત આપવા બાદ પીર સાહબે હઝરતને હિન્દુસ્તાન જવાનો હુકમ આપ્યો અને ફરમાવ્યું કે :
  "ત્યાં તમારા દામને બરકતથી એક (મહાન) બુઝુર્ગ જાહેર થશે જેનાથી તમને પણ લાભ થશે."
  (આ ઈશારો ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ તરફ હતો.)
- પીર સાહેબના હુકમ પ્રમાણે હઝરતે પ્રથમ હિન્દુસ્તાનમાં લાહોર શહેરમાં આવીને નિવાસ કર્યો.
- ત્યાંથી કેટલાક સમય બાદ આપ દિલ્હીમાં આવીને સ્થાયી થયા.

## દિલ્હીમાં હઝારો લોકો હઝરતથી બયઅત થયા

- દિલ્હીમાં હઝરતની ખ્યાતી ચોમેર ફેલાઈ ગઈ.
- હઝારો લોકો આપથી બયઅત થયા.
- શાહી દરબારના ઘણાં દરબારીઓ અને અમીરો પણ આપથી બયઅત થયા.
- એમના મારફતે હઝરતે અકબર બાદશાહના અણ ઈસ્લામી પ્રભાવને દૂર કરવા માટે કોશિશ કરી.

## જેમનો ઈન્તિઝાર હતો તે આવ્યા

- હઝરત શેખ અહમદ સરહિન્દી મુજદ્દિદે અલફેસાની પણ હઝરતની ખ્યાતી સાંભળીને ખિદમતમાં હાજર થયા અને આપથી બયઅત થયા.
- હઝરતે આપને થોડાં દિવસમાં જ ખિલાફત આપી પોતે બયઅત કરવાનું બંધ કરીને ફરમાવ્યું કે :
  "શેખ અહમદ સૂરજ છે અને આપણે તારાઓની જેમ એમની

રોશનીમાં ઝાંખા પડી ગયા છીએ !"

## હઝરતના બીજા કેટલાક મહાન ખલીફાઓ

(૧)હઝરત શયખ તાજુદ્દીન સંભલી રહમતુલ્લાહિ અલયહિ
(૨)હઝરત ખ્વાજા હિશામુદ્દીન અહમદ રહમતુલ્લાહિ અલયહિ
(૩)હઝરત શયખ ઈલાહદાદ રહમતુલ્લાહિ અલયહિ

ઉપરાંત બીજા અનેક બુઝુર્ગોને હઝરતે ખિલાફત આપી હતી.

## વફાત શરીફ

૨૫, જમાદિલ આખર, ૧૦૧૨ હિજરીસનના રોજ ફકત ચાલીસ વરસની ઉંમરે હઝરતે દિલ્હીમાં ઈન્તિકાલ ફરમાવ્યો અને દિલ્હીમાં જ દફન થયા. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## પત્ની અને બાળકો

- હઝરતની બે પત્નીઓ હતી.
- એક પત્નીથી પેદા થયેલા પુત્રનું નામ હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબૈદુલ્લાહ હતું.
- બીજી પત્નીથી પેદા થયેલા પુત્રનું નામ હઝરત ખ્વાજા મુહમ્મદ અબ્દુલ્લાહ હતું.
- બન્નેની ઉંમરમાં ફકત ૪ (ચાર) મહિનાનો તફાવત હતો.
- બન્ને સાહબઝાઓના મુબારક મઝારો આ કબ્રસ્તાનમાં જ છે એટલે આ પહેલાં પ્રકરણમાં આગળ બન્નેનો પરિચય લખ્યો છે, તે વાંચવા વિનંતી.

## હઝરતના કશ્ફો અને કરામતો

હઝરતના કશ્ફો અને કરામતોના સેંકડો બનાવોમાંથી નમૂના તરીકે ફકત બે કરામતો અહીં લખું છું :

(૧) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આગળ અને પીઠ પાછળ, બન્ને તરફ જોઈ શકતા હતા. હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુને પણ એ સિફતમાંથી હિસ્સો મળ્યો હતો એટલે આપ પણ આગળ–પાછળ બન્ને તરફ જોઈ શકતા હતા.

(૨) એક નાનબાઈ (હોટલવાળા)ની ખિદમતથી ખૂશ થઈ તેની ઈચ્છા પ્રમાણે હઝરતે દુઆ અને તવજ્જુહ ફરમાવવાથી તેનું આખું શરીર અને દેખાવ તેમજ રૂહાની મકામ પણ હઝરતના જેવા જ થઈ ગયા હતા. એ નાનબાઈનો મુબારક મઝાર પણ આ કબ્રસ્તાનમાં જ છે એટલે તેમનો પરિચય આગળ અલગ લખ્યો છે તે વાંચવા વિનંતી.

નોંધ :

હઝરતનું વિસ્તૃત જીવનચરિત્ર જાણવા માટે વાંચો :
'નકશબંદી ઔલિયા, ગ્રંથ : ૩' ગુજરાતી
પાના નંબર : ૧૯૨ થી ૨૮૪

[૨]

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મુહતરમા અમ્મા સાહિબા (રહ.)

- હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મુહતરમા અમ્મા (વાલિદહ) સાહિબાનો મુબારક મઝાર પણ એ જ કબ્રસ્તાનમાં હઝરતના મુબારક મઝારથી થોડાં અંતરે આવેલો છે.
- હઝરતના મુહતરમા અમ્મા (રહ.) કાબુલના હતા અને હઝરત શૈખ ઉમર યાગિસ્તાની રહમતુલ્લાહિ અલયહિ સુધી એમનો વંશ પહોંચે છે.
- હઝરત શૈખ ઉમર યાગિસ્તાની રહમતુલ્લાહિ અલયહિ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર રહમતુલ્લાહિ અલયહિના નાના હતા.
- હઝરતના નાની અમ્મા સાહિબા સાદાત ખાનદાનમાંથી હતા.

● હઝરતના જન્મ પહેલાં આપના મુહતરમા અમ્મા સાહિબાએ ખ્વાબમાં જોયું કે સૂરજ આકાશમાંથી નીચે ઉતરીને એમની ગોદમાં આવી ગયો છે.

● એ ખ્વાબ વિષે એક બુઝુર્ગે ફરમાવ્યું કે :

"તમને એક ફરઝંદ પૈદા થશે જેની રોશની સૂરજની રોશનીની જેમ આખી દુનિયામાં ફેલાઈ જશે."

## હઝરત માટે મુહતરમા વાલિદહ (રહ.)ની દુઆ

● હઝરતના દિલમાં જયારે મુરશિદની તલાશની આગ ભડકી ઊઠી અને આપ ખૂબ બેચેની, બેકરારી, બેદારી અને બેઝારીના ગલબહના કારણે કામિલ મુરશિદની તલાશમાં દેશ–વિદેશમાં ઘુમતા હતા ત્યારે આપની આ હાલત જોઈને વાલિદહ પણ ખૂબ દુઃખી થઈને બારગાહે ઈલાહીમાં રડતાં રડતાં દુઆ કરતા કે :

"હે પરવરદિગાર ! મારા આ ફરઝંદને કામિયાબી અતા ફરમાવ ! "

● હઝરતની જવલંત કામિયાબીમાં વાલિદહની આ દર્દ ભરી દુઆની પણ બરકત છે.

[૩]

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ હઝરત ખ્વાજા અબ્દુલ્લાહ ઉર્ફે ખ્વાજા કલાં રહમતુલ્લાહિ અલયહિ

● આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ હતા એટલે આપને ખ્વાજા કલાં (મોટા) કહે છે.

● હઝરત બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના બે બીવી સાહિબાઓ પૈકી એક બીવી સાહિબાથી આપનો જન્મ હિજરીસન

૧૦૧૦ ના રબીઉલ અવ્વલ મહિનામાં થયો હતો.

- હઝરતના ઈન્તિકાલ વખતે આપની ઉંમર ફકત બે વરસ અને ચાર મહિના હતી.
- આપે હઝરતના મહાન ખલીફા હઝરત ખ્વાજા હિશામુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની સુહબત અને ખિલાફત મેળવી હતી.
- આપ જાહિરી અને બાતિની બન્ને ઉલૂમના પ્રખર આલિમ હતા.
- આપ સારા લેખક પણ હતા.
- આપે પોતાના પીરના નામ પરથી લખેલી કિતાબ 'તબકાતે હિશામી' ખૂબ મશહૂર અને મકબૂલ છે.
- આપનો ઈન્તિકાલ ૧૮ મી જમાદિલ આખર, ૧૦૭૩ હિજરીસનમાં ૬૩ (ત્રેસઠ) વરસની ઉંમરે થયો હતો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપનો મુબારક મઝાર આ જ કબ્રસ્તાનમાં આપના શયખ હઝરત ખ્વાજા હિશામુદ્દીન અહમદ રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝારની નજીક છે.
- આપના વિસ્તૃત જીવનચરિત્ર માટે વાંચો : 'નકશબંદી ઔલિયા, ગ્રંથ : ૩' (ગુજરાતી)

[૪]

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના નાના સાહબઝાદહ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ ઉર્ફે ખ્વાજા ખુર્દ રહમતુલ્લાહિ અલયહિ

- હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ રહિમહુલ્લાહુ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના નાના સાહબઝાદહ હતા એટલા માટે આપને હઝરત ખ્વાજા ખુર્દ (નાના) કહેવામાં આવતા હતા.

- હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના બે બીવી સાહિબાઓ પૈકી બીજી બીવી સાહિબાથી આપનો જન્મ ૬, રજબ, ૧૦૧૦ હિજરીસનમાં થયો હતો.
- હઝરત બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ વખતે આપની ઉંમર ફકત એક વરસ અને અગિયાર મહિના હતી.
- આપના મોટા ભાઈ અને આપના વચ્ચે ફકત થોડાં મહિનાનો તફાવત હતો.

## તઅલીમ, તરબિયત અને ખિલાફત

- નાની ઉંમરમાં જ આપ હાફિઝ થઈ ગયા.
- ૧૪ (ચૌદ) વરસની ઉંમરે આપ હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા અને બયઅત થઈ બાતિની ફૈઝ હાસિલ કર્યો.
- ટૂંક મુદતમાં કામિલ થઈ ખિલાફતથી મુશર્રફ થયા.
- આપે આપના વાલિદ સાહબ રહિમહુલ્લાહુના બે મહાન ખલીફાઓ :

  (૧) હઝરત ખ્વાજા હિશામુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ અને

  (૨) હઝરત શૈખ ઈલાહદાદ રહમતુલ્લાહિ અલયહિથી પણ બાતિની ફૈઝ હાસિલ કરી તેમની ખિલાફતથી પણ મુશર્રફ થયા.
- બીજા અનેક બુઝુર્ગોથી પણ આપે બાતિની ફૈઝ મેળવ્યો.
- હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબ હઝરત શાહ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ આપથી બયઅત થઈ, બાતિની ફૈઝ મેળવી, ખિલાફત મેળવી હતી. એટલે આપ હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના દાદા પીર હતા.
- બીજા અસંખ્ય લોકોએ આપથી રૂહાની ફૈઝ મેળવીને ઉચ્ચ મરતબાઓ પર પહોંચ્યા હતા.

- આપથી અનેક કરામતો પણ જાહેર થઈ હતી.
- આપે અનેક કિતાબો પણ લખી હતી.

## બીમારી અને વફાત તથા જાનશીની

- હિજરીસન ૧૦૭૪ માં આપને અનેક બીમારીએ ઘેરી લીધા.
- આપે આપના સાહબઝાહદ અને ખલીફા હઝરત ખ્વાજા ગુલામ બહાઉદ્દીનને બોલાવી અનેક નસીહતો ફરમાવી અને પોતાના ગાદીનશીન બનાવ્યા.
- ૨૫, જમાદિલ અવ્વલ, ૧૦૭૪ હિજરીસનમાં બુધવારના દિવસે આપનો ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- ઈન્તિકાલ વખતે આપની ઉંમર ૬૩ વરસ,૧૦ મહિના અને ૧૯ દિવસ હતી.
- આપને દિલ્હીમાં આપના વાલિદ બુઝુર્ગવાર, હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મઝાર શરીફ નજીક પશ્ચિમ દિશામાં દફન કરવામાં આવ્યા.

[૫]

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુના મહાન ખલીફા હઝરત ખ્વાજા હિશામુદ્દીન અહમદ (રહ.)

- પ્રથમ આપ અકબર બાદશાહના દરબારમાં અમીર હતા.
- અબૂલ ફઝલની બહેન સાથે આપના નિકાહ થયા હતા.
- પાછળથી આપે 'અમીર'નું પદ છોડીને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા અને બાકીનું જીવન અલ્લાહ તઆલાની યાદમાં, ફકીરીમાં વિતાવ્યું.
- આપે ઉચ્ચ બાતિની (રૂહાની) કમાલાત હાસિલ કર્યા અને હઝરત

ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ આપને ખિલાફતથી નવાઝયા.

- આપ દરરોજ કુર્આન શરીફના ૧૫ (પંદર) પારહ પઢતા હતા અને દર બે દિવસે કુર્આન શરીફ ખત્મ કરતા હતા.
- હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ આપના બે સાહબઝાદાઓ : હઝરત ખ્વાજા અબ્દુલ્લાહ અને હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહની રૂહાની તરબિયત આપે ફરમાવી હતી અને બન્નેને પોતાની ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા હતા.

**ઈન્તિકાલ અને મઝાર**

- માહે સફર, ૧૦૪૨ હિજરીસનમાં, હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલના ૮ (આઠ) વરસ બાદ આપનો ઈન્તિકાલ થયો.
- આપનો મુબારક મઝાર દિલ્હીમાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝારની નજીક છે.
- આપ રહમતુલ્લાહિ અલયહિ હઝરત 'ખ્વાજા અબરાર' રહમતુલ્લાહિ અલયહિના નામથી પણ મશહૂર હતા.

[વધુ વિગતો માટે વાંચો : 'નકશબંદી ઔલિયા, ગ્રંથ : ૩' (ગુજરાતી)]

**[૬]**

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુના મહાન ખલીફા હઝરત શૈખ ઈલાહદાદ (રહ.)

- હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ જયારે લાહોરમાં રહેતા હતા ત્યારે હઝરત શૈખ ઈલાહદાદ રહમતુલ્લાહિ અલયહિએ આપની ખિદમતમાં હાજર થઈ રૂહાની ફૈઝ મેળવ્યો.

● હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ લાહોરથી માવરાઉન્નહર તશરીફ લઈ ગયા ત્યારે લાહોરમાં આપના જે મુરીદો હતા તે બધાંને હઝરત શૈખ ઈલાહદાદ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રહી ફૈઝ મેળવવા માટે ફરમાવ્યું.

● હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ માવરાઉન્નહરથી ફરી પાછા લાહોર આવીને ખાનકાહની વ્યવસ્થાની જવાબદારી હઝરત શૈખ ઈલાહદાદ રહમતુલ્લાહિ અલયહિને સોંપી.

● હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના નાના સાહબઝાદહ હઝરત ખ્વાજા ખુર્દ રહમતુલ્લાહિ અલયહિમાં હઝરત શૈખ ઈલાહદાદ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની બાતિની નિસબત મુન્તકિલ (તબ્દીલ) ફરમાવી હતી. અને ઈજાઝતનામું લખી આપ્યું હતું.

હઝરત ખ્વાજા ખુર્દ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે : “આ ઈજાઝતનામાને હું મારા પોતાના માટે નજાતનો ઝરીઓ માનું છું.”

## વફાત અને મુબારક મઝાર

● ૨૩, શાબાન, ૧૦૫૧ હિજરીસનના દિવસે આપનો ઈન્તિકાલ થયો.

● આપનો મુબારક મઝાર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝારની નજીક ચબૂતરા પર છે.

[વધુ વિગતો માટે વાંચો : ‘નકશબંદી ઔલિયા, ગ્રંથ : ૩, (ગુજરાતી)]

[૭]

## હઝરત નાનબાઈ (હોટલ અને બેકરીવાલા) (રહ.)

● હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના એક મુરીદ નાનબાઈ હતા.

● નાન (રોટી) અને જાત જાતની વાનગીઓ બનાવીને વેચનારા તે ઝમાનામાં નાનબાઈ કહેવાતા હતા. આજના ઝમાનાનો બેકરી અને હોટલના જેવો એ ધંધો હતો.

● હઝરત મૌલાના શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર તફસીર 'તફસીરે અઝીઝી'માં લખ્યું છે કે :

હઝરત બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં એક નાનબાઈ રહેતો હતો. એક દિવસે હઝરત તેની ખિદમતથી ઘણાં ખૂશ થઈ ગયા.

હઝરતે તેને ફરમાવ્યું કે :

"તું કંઈ માંગ કે હું તે પ્રમાણે અલ્લાહ તઆલાથી તારા માટે દુઆ કરું."

નાનબાઈએ કહ્યું કે :

"આપ એવી હિમ્મત (તવજ્જુહ) અને દુઆ ફરમાવો કે અલ્લાહ તઆલા મને પણ તમારા જેવો બનાવી દે ! "

હઝરત તેને પોતાના હુજરા (કમરા)માં લઈ ગયા.

તેને પોતાની સામે બેસાડયા અને તવજ્જુહ તથા દુઆ ફરમાવી.

તત્કાલ તે નાનબાઈના શરીર, રૂપ, રંગ, લિબાસ અને વિલાયતનો કુર્બ (મરતબો, દરજ્જો) વગેરે બધું જ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના જેવું થઈ ગયું !

● કહે છે કે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ અને નાનબાઈ રહિમહુલ્લાહુ બન્ને એવા સમરૂપ થઈ ગયા કે બન્નેમાંથી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ કોણ છે અને

નાનબાઈ રહિમહુલ્લાહુ કોણ છે તે ઓળખી શકાતું ન હતું.

- કહે છે કે હઝરત નાનબાઈ રહમતુલ્લાહિ અલયહિને વિલાયતના આવા બુલંદ મકામની અપાર દૌલત વગર મહેનતે મળી ગઈ હોવાથી આપ તેને બરદાશ્ત કરી શકયા નહિ અને ટૂંક મુદ્દતમાં આપનો ઈન્તિકાલ થઈ ગયો.
- આપનો મુબારક મઝાર પણ એ જ કબ્રસ્તાનમાં છે.

[૮]

## હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ (રત્ર–છત્ર) રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત મુફ્તી મુહમ્મદ મસઊદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ

### નામ, લકબ અને નસબ

- આપનું નામ રહીમબખ્શ અને લકબ મુહમ્મદ મસઊદ હતા.
- આપના વાલિદ સાહબનું નામ ઈલાહી બખ્શ હતું.
- આપનો નસબ હઝરત શયખ જલાલુદ્દીન થાનેસરી રહમતુલ્લાહિ અલયહિથી જઈને મળે છે.

### જન્મ, શિક્ષણ અને સુલૂક

- આપનો જન્મ ૧૨૫૦ હિજરીસન મુતાબિક ૧૮૩૪ ઈસ્વીસનમાં દિલ્હીમાં થયો હતો.
- આપ ફકત ૨૨ (બાવીસ) વરસની ઉંમરે જાહિરી ઈલ્મથી ફારિગ થઈ આલિમ, ફાઝિલ બની ગયા હતા.
- આપ તે ઝમાનાના મહાન મુજદ્દિદી બુઝુર્ગ, મુજદ્દિદે સદી, હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા અને આપની ખિદમતમાં એક વરસ રહીને આપની

ખિલાફત મેળવી દિલ્હી આવ્યા અને અહીં જાહિરી અને બાતિની ફૈઝ લોકોને પહોંચાડયો.

- આપનો હદીષ શરીફનો સિલસિલો ફકત ત્રણ વાસ્તાથી હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહિમહુલ્લાહુ સુધી પહોંચે છે.
- આપ જામિઅ મસ્જિદ, ફતેહપૂરી, દિલ્હીના શાહી ઈમામ પણ હતા.
- આપે ખાનકાહ, દારુલ ઉલૂમ અને દારુલ ઈફતાની પણ સ્થાપના કરી હતી.
- હઝારો લોકોએ આપથી જાહિરી અને બાતિની ફૈઝ મેળવ્યો.

### ઈન્તિકાલ

- ૧૦, રજબ, ૧૩૦૯ હિજરીસન મુતાબિક ૧૮૯૨ ઈસ્વીસનમાં આપનો દિલ્હીમાં ઈન્તિકાલ થયો.
- આપનો મુબારક મઝાર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝારની સામે, મસ્જિદની બાજુમાં એક હુજરામાં છે.
- આપના મોટા સાહબઝાદહ સિવાય આપના વંશના મહાન બુઝુર્ગોના મઝારો, ફતેહપૂરી મસ્જિદ, ચાંદની ચોક, દિલ્હીના પરિસરમાં આવેલા છે એટલે તેમનો પરિચય ચોથા વિભાગમાં લખ્યો છે ત્યાં વાંચવા વાચકોને ગુઝારિશ છે.
- આપના મોટા સાહબઝાદહનો પરિચય હવે પછી નં. : ૯ માં લખ્યો છે.

[૯]

## હઝરત મુફતી મુહમ્મદ મસઊદ રહિમહુલ્લાહુના મોટા સાહબઝાદહ હઝરત મુહમ્મદ સઈદ (રહ.)

- આપ હઝરત મુફતી મુહમ્મદ મસઊદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા સાહબઝાદહ હતા.

- આપ પોતાના મહાન વાલિદ સાહબના જ મુરીદ હતા.
- હઝરત મુફતી મસઊદ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની હયાતીમાં જ આપને ફતેહપૂરી મસ્જિદના ઈમામ તરીકે પોતાની જગાએ નીમી દીધાં હતા.
- ૧૩૦૮ હિજરીસનમાં આપની વફાત થઈ.
- આપનો મુબારક મઝાર ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુના કબ્રસ્તાનમાં પોતાના વાલિદ સાહબની બાજુમાં જ ડાબી તરફ છે.

[૧૦]

## હઝરત મુજદ્દિદે અલફેષાની રહિમહુલ્લાહુના મહાન ખલીફા હઝરત મૌલાના મુહમ્મદ સિદ્દીક કશ્મી (રહ.)

### વતન

મૌલાના મુહમ્મદ સિદીક બિન ઝહીરુદીન કશ્મી રહમતુલ્લાહિ અલયહિ બદખ્શાં ઈલાકાના રહેવાસી હતા અને યુવાનીમાં હિન્દુસ્તાન આવ્યા.

### બાતિની ફૈઝ અને ખિલાફત

- શરૂઆતમાં આપ અબ્દુર્રહીમ ખાનખાનાનની સુહબતમાં રહ્યા.
- તે પછી આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા.
- આપની આ હાલત હતી કે દરેક ચીઝમાં આપને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના દીદાર થતા હતા.
- હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈ બાતિની ફૈઝ મેળવ્યો.

● આપે વિલાયતે ખાસએ મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ)નો મરતબો મેળવી હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિલાફતથી મુશર્રફ થયા.

## કિતાબોનું સંપાદન અને હજ

● આપે હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિની મશહૂર કિતાબ 'મબ્દઅ વ મઆદ'નું સંપાદન કર્યું.

● હિજરીસન ૧૦૩૨ માં મુરીદોની એક જમાઅત સાથે આપે હજ કરી.

## ઈન્તિકાલ

● હજથી પાછા આવીને દિલ્હીમાં રોકાયા.

● ૧૦૫૧ હિજરીસનમાં દિલ્હીમાં જ આપનો ઈન્તિકાલ થયો.

● દિલ્હીમાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના કબ્રસ્તાનમાં આપને દફન કરવામાં આવ્યા.

[૧૧]

## મુજદ્દિદી ખાનદાનના ચોથા કય્યૂમ હઝરત મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત ખ્વાજા અબ્દુલ અદલ રહમતુલ્લાહિ અલયહિ

● મુજદ્દિદી ખાનદાનના ચોથા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિના હઝરત ખ્વાજા અબ્દુલ અદલ રહમતુલ્લાહિ અલયહિ મુરીદ અને ખલીફા હતા.

● હઝરત ખ્વાજા અબ્દુલ અદલ રહમતુલ્લાહિ અલયહિ ઘણાં મોટા બુઝુર્ગ અને બાખુદા કામિલ વલી હતા.

● આપની ઈન્તિકાલની તારીખ જાણવા મળી નથી.

● આપનો મુબારક મઝાર દિલ્હીમાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ

રહમતુલ્લાહિ અલયહિના કબ્રસ્તાનમાં, હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફા હઝરત ખ્વાજા હિશામુદીન અહમદ રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝારની નજીક છે.

['મઝારાતે ઔલિયાએ દેહલી', પાનું : ૧૨૬]

[૧૨]

## હઝરત મૌલાના શાહ મીર મુહમ્મદ ઝકરિયા નકશબંદી રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત ગૌસપાક રહમતુલ્લાહિ અલયહિની ઔલાદમાંથી હતા.
- આપના વાલિદ માજિદ ઔરંગઝૈબ આલમગીર બાદશાહ રહમતુલ્લાહિ અલયહિના ઝમાનામાં દિલ્હી આવ્યા હતા અને હુકૂમતનો ઘણો ઊંચો હોદ્દો મેળવ્યો હતો.
- હઝરત મૌલાના શાહ મીર મુહમ્મદ ઝકરિયા રહમતુલ્લાહિ અલયહિ તે ઝમાનાના મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના શૈખ મુહમ્મદ સાહબ સિંધીથી બયઅત થયા અને રૂહાની ફૈઝ મેળવી આપની ખિલાફત પણ મેળવી.
- આપનો તરીકતનો સિલસિલો હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફા હઝરત આદમ બિન્નોરી રહમતુલ્લાહિ અલયહિ સુધી પહોંચે છે.
- હિજરીસન ૧૧૮૮ ના ઝીલકઅદ મહિનામાં, બાદશાહ શાહ આલમ ષાની (બીજા)ની હુકૂમતમાં આપનો ઈન્તિકાલ થયો.
- આપનો મુબારક મઝાર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના કબ્રસ્તાનમાં છે. એક ઈહાતહ (કમ્પાઉન્ડ)માં ત્રણ મઝારો છે તેમાં વચમાંનો મઝાર આપ રહમતુલ્લાહિ અલયહિનો છે.

['મઝારાતે ઔલિયાએ દેહલી', પાનું : ૧૩૧, ૧૩૨]



From Right to Left.
Hazarat Mirza Mazhar Jane Janan Shahid R.A.
Hazarat Gulam Ali Shah R.A.
Hazarat Abu Saeed R.A.
Hazarat Abul Khair R.A.

# બીજો વિભાગ

# દરગાહે હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિમાં આવેલા મુબારક મઝારો

**સરનામું** : દરગાહે હઝરત શાહ અબૂલ ખૈર રહિમહુલ્લાહ
શાહ અબૂલ ખૈર માર્ગ, દિલ્હી – ૬
તુર્કમાન ગેઈટ, ચિતલી કબર રોડ.

**[૧]** New Pin Code : 110006

## હઝરત શમ્સુદ્દીન હબીબુલ્લાહ રહિમહુલ્લાહ ઉર્ફે હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.)

### નસબ શરીફ (મુબારક વંશ)

- આપ અલવી સાદાતમાંથી હતા.
- આપનો નસબ શરીફ (મુબારક વંશ) ૨૮ (અઠ્ઠાવીસ) વાસ્તાથી હઝરત અમીરુલ મુઅમિનીન અલી મુર્તઝા કર્રમલ્લાહુ વજહહૂ સુધી પહોંચે છે.
- આપના માનવંતા પૂર્વજો મહાન અમીરો (દરબારીઓ) હતા.
- આપના વાલિદ સાહબ મિરઝા જાનેજાનાં, જમીન જાગીર, દૌલત અને શાહી હોદ્દો છોડીને, ફકીરી અપનાવી હતી. અને હઝરત શાહ અબ્દુર્રહમાન કાદરીથી કાદરી તરીકો મેળવ્યો.

### મુબારક જન્મ

- હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિનો મુબારક જન્મ ૧૧, રમઝાનુલ મુબારક, હિજરીસન ૧૧૧૧ અથવા ૧૧૧૩ માં, સવારના સમયે, જુમ્અહના દિવસે થયો. આપનું

મુબારક નામ શમ્સુદીન રાખવામાં આવ્યું.

- આપની ઉચ્ચ તઅલીમ અને તરબિયતની વ્યવસ્થા આપના વાલિદ સાહબે ખૂબ દીર્ઘદષ્ટિથી કરી. એટલે દીની તાલીમ ઉપરાંત, આપને :

  – આદાબે બાદશાહી, – સિપાહગીરીની કળા અને
  – હુન્નરવરી કળાઓ પણ શીખવી.

- આપ પેદાઈશી (જન્મથી જ) વલી હતા.
- નવ વરસની ઉંમરે આપને ખ્વાબમાં હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામની ઝિયારત થઈ અને આપના પર ઘણી ઈનાયત ફરમાવી.
- હઝરત સિદ્દીકે અકબર રદિયલ્લાહુ તઆલા અન્હુની ઝિયારત આપે વારંવાર જાહિરી આંખોથી કરી હતી અને આપના હાલ પર ઘણાં ઈલ્તિફાત ફરમાવતા હતા.

## વાલિદનો ઈન્તિકાલ

- આપ ફકત ૧૬ (સોળ) વરસના હતા ત્યારે આપના વાલિદ સાહબનો ઈન્તિકાલ થઈ ગયો.
- વાલિદના ઈન્તિકાલ બાદ કેટલાક શુભેચ્છકોએ આપને શાહી મનસબ મેળવવાની સલાહ આપી પરંતુ આપે ખ્વાબમાં જોયું કે, હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી રહમતુલ્લાહિ અલયહિ પોતાના મઝારમાંથી બહાર આવ્યા અને પોતાની ટોપી આપના માથા પર મૂકી દીધી. આ બનાવથી આપનું દિલ શાહી મનસબ મેળવવાથી બેઝાર થઈ ગયું. અને દુરવેશોની ઝિયારતનો શૌખ ગાલિબ આવી ગયો.

## અનેક બુઝુર્ગોની ઝિયારત અને મુલાકાત કરી

- આપને કોઈ પણ સાહિબે કમાલ બુઝુર્ગ વિષે જાણ થતી તો આપ તત્કાલ તેમની ઝિયારત અને મુલાકાત માટે પહોંચી જતા.

● એ બુઝુર્ગોમાંથી કેટલાક મુબારક નામો નીચે પ્રમાણે છે :

(૧) હઝરત શયખ કલીમુલ્લાહ ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ

(૨) હઝરત શાહ મુઝફફર કાદરી રહમતુલ્લાહિ અલયહિ

મુલાકાત વખતે આપે આપના મુરીદોને ફરમાવ્યું :

“જે કોઈને અબ્દાલની ઝિયારતનો શોખ હોય તે આ જવાન (હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં)ને જોઈ લે.”

જો કે એ વખતે આપ કોઈથી બયઅત પણ થયા ન હતા !

(૩) હઝરત શાહ ગુલામ મુહમ્મદ મવહદ રહમતુલ્લાહિ અલયહિ

આપની ખાનકાહ સબ્ર, કનાઅત, ઝુહદ અને તવક્કુલના એતિબારથી હઝરત જુનૈદ બગદાદી રહમતુલ્લાહિ અલયહિની ખાનકાહ જેવી હતી.

(૪) હઝરત મીર હાશિમ જાલીસરી રહમતુલ્લાહિ અલયહિ

● એ જ પ્રમાણે આપે ઘણાં બુઝુર્ગોની સુહબત મેળવી જેઓએ આપ પર નઝરે ઈનાયત ફરમાવી.

**બયઅત અને ખિલાફત**

● ૧૮ (અઢાર) વરસની ઉંમરે આપ મહાન નકશબંદી, મુજદિદી બુઝુર્ગ હઝરત સય્યિદ નૂર મુહમ્મદ બદાયૂઁની રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા. આપનો પરિચય દસમાં વિભાગમાં લખ્યો છે. આપ હઝરત સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ ઈબ્ને હઝરત મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ ઈબ્ને હઝરત મુજદિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.

● હઝરતની તવજ્જુહથી પહેલાં જ દિવસે આપના પાંચ લતીફા ઈસ્મે ઝાતનો ઝિક્ર કરવા લાગ્યા.

- હઝરતની હયાતીમાં આપે ચાર વરસ ફૈઝ હાસિલ કર્યો.
- હઝરતે આપને ખિલાફત, ઈજાઝત આપી તથા તબર્રુક તરીકે પોતાનો ખિરકહ (ઝભ્ભો) ઈનાયત ફરમાવ્યો.
- હઝરતની વફાત બાદ આપે આપના મુબારક મઝાર પર ૬ (છ) વરસ સુધી દરરોજ હાજર થઈ ફૈઝ મેળવ્યો.

## આપના બીજા ત્રણ પીરો

છ વરસ પછી હઝરત નૂર મુહમ્મદ બદાયૂઁની (રહ.)એ આપને ખ્વાબમાં ફરમાવ્યું કે, હવે આપ ઝિંદહ બુઝુર્ગોથી ફૈઝ મેળવો એટલે આપે નીચે પ્રમાણે બીજા ત્રણ બુઝુર્ગોથી ફૈઝ અને ખિલાફત મેળવી :

(૧) હઝરત હાજી મુહમ્મદ અફઝલ રહમતુલ્લાહિ અલયહિ
(૨) હઝરત હાફિઝ સઅદુલ્લાહ રહિમહુલ્લાહ (જુઓ વિભાગ : ૯)
(૩) હઝરત શયખ મુહમ્મદ આબિદ સન્નામી રહમતુલ્લાહિ અલયહિ (જુઓ વિભાગ : ૧૩)

## આપ આખી દુનિયામાં સૌથી મહાન હતા

- હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિ આપના સમકાલીન હતા.
- બન્ને બુઝુર્ગો એક જ ઉસ્તાદ પાસે પઢયા હતા.
- હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ મુહદ્દિષે દહેલવી (રહ.) ફરમાવે છે :

“અલ્લાહ તઆલાએ મને (એવો) કશ્ફ (નિગાહે દિલ) આપ્યો છે કે દુનિયાની ધરતીનો તમામ વિસ્તાર મારા હાથમાંની રેખાઓ સમાન મારી સામે મને દેખાય છે. અને ફકીરે (મેં) હરમયન શરીફયનનો સફર પણ કર્યો છે પરંતુ ફકીરની (મારી) તહકીક (તપાસ) પ્રમાણે હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં રહમતુલ્લાહિ અલયહિના મરતબાનો બીજો કોઈ બુઝુર્ગ અત્યારે (આખી દુનિયામાં) નથી !”

## કુતુબે ઈરશાદ

- આપ પોતાના ઝમાનામાં કુતુબે ઈરશાદ હતા.
- જુદા જુદા વિસ્તારોના અહલે ખિદમત અવલિયા અલ્લાહ : કુતુબ, અબ્દાલ વગેરે આપની સુહબતનો ફૈઝ મેળવવા માટે અને આપની ઝિયારતના માટે આપની ખિદમત શરીફમાં હાજર થતા રહેતા હતા.
- આપના ખલીફા હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી રહમતુલ્લાહિ અલયહિની તઅઝીમ ફરિશ્તાઓ પણ કરતા હતા !

## સિલસિલાનો ફેલાવો

આપ જનાબ અને આપના ખલીફાઓ, જેવા કે :

- હઝરત ગુલામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ,
- હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી રહમતુલ્લાહિ અલયહિ અને
- હઝરત નઈમુલ્લાહ સાહબ બહળાઈચી રહિમહુલ્લાહુ...વગેરેથી નકશબંદિય્યહ, મુજદ્દિદિય્યહ સિલસિલાનું નૂર આખી દુનિયામાં ફેલાયું છે. બેશુમાર, અસંખ્ય લોકો આ સિલસિલામાં બયઅત થયા.

## આપ પ્રખર આલિમ પણ હતા

- આપ પ્રખર આલિમ પણ હતા.
- મોટા મોટા ગૂંચવણ ભરેલા મસાઈલ (સમસ્યાઓ)ને આપે પોતાના વિશાળ ઈલ્મ અને નૂરે ફિરાસત વડે પોતાના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)માં હલ ફરમાવ્યા છે જેને વાંચીને આલિમો આપના વિશાળ ઈલ્મનો અંદાજો કરી શકે છે.

## શહાદત

- આપ અલ્લાહ તઆલાની બારગાહમાં શહાદતની દુઆ કરતા રહેતા હતા.

- આપની દુઆ કબૂલ થઈ.
- ૭ મી મુહર્રમ, ૧૧૯૫ હિજરીસનમાં, બુધવારના દિવસે એક કટ્ટર શીઆ શખ્સે આપના ઉપર ખૂની હુમલો કર્યો.
- ત્રણ દિવસ સુધી ખૂન વહેતું રહ્યું. છેવટે ૧૦, મુહર્રમુલ હરામ, ૧૧૯૫ હિજરીસનમાં વફાત થઈ.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

**મઝાર શરીફ**

આપનો મઝાર શરીફ, ચીતલી કબરથી આગળ, ઉલ્ટા હાથ પર, ખાનકાહે અબૂલ ખૈર, દિલ્હી–૬ માં છે.

[૨]

## હઝરત અબ્દુલ્લાહ ઉર્ફે હઝરત શાહ ગુલામઅલી રહમતુલ્લાહિ અલયહિ

**આપના માનવંત વાલિદ સાહબ**

- આપના વાલિદ સાહબનું નામ શાહ અબ્દુલ લતીફ અમૃતસરી હતું.
- આપનો નસબ (વંશ) હઝરત અલી (રદિ.)ને જઈને મળે છે.
- આપના વાલિદ સાહબ હઝરત શાહ નાસિરુદ્દીન કાદરી રહમતુલ્લાહિ અલયહિના મુરીદ હતા, જેઓ ચિશ્તિયા અને સત્તારિયા સિલસિલાથી નિસબત ધરાવતા હતા.
- વાલિદ સાહબ પણ ઘણાં આબિદ અને ઝાહિદ હતા.
- મોટા ભાગે મહાન ઔલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનની રૂહોની આપને ઝિયારત થતી હતી.

**જન્મ અને નામ**

- આપનો જન્મ પંજાબના પતિયાલા કસ્બામાં હિજરીસન ૧૧૫૮ માં

થયો.

- હઝરત ગુલામઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના જન્મ પહેલાં હઝરત વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિને હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હુએ ખ્વાબમાં ફરમાવ્યું કે, તમારા ફરઝંદનું નામ 'અલી' રાખજો. એટલે આપે આપનું નામ 'ગુલામ અલી' રાખ્યું.
- આપના ચાચાએ ફકત એક મહિનામાં જ કુરઆને પાક હિફઝ કરી લીધું હતું.
- નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના હુકમ પ્રમાણે આપના ચાચાએ આપનું નામ 'અબ્દુલ્લાહ' રાખ્યું.
- એટલા માટે આપનું નામ અબ્દુલ્લાહ ઉર્ફે ગુલામઅલી થયું.

## બયઅત, રિયાઝત અને ખિલાફત

- હિજરીસન ૧૧૮૦ માં ૨૨ (બાવીસ) વરસની ઉંમરે આપ હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહિમહુલ્લાહુથી બયઅત થયા.
- લગભગ ૧૫ (પંદર) વરસ સુધી હઝરતની ખિદમતમાં રહ્યા અને સખત મુજાહદહ અને રિયાઝતો કરી, કમાલાત હાસિલ કરી, હઝરતની ખિલાફતથી મુશર્રફ થયા.

## આપનો ફયઝ

- આપની બરકતવંત મુબારક ઝાતથી આખી દુનિયામાં ફૈઝ પહોંચ્યો.
- દૂર દૂરના મુલકોથી આવીને લોકોએ આપથી ફૈઝ મેળવ્યો
- નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના હુકમથી કેટલાક બુઝુર્ગોએ આપની ખિદમતમાં હાજર થઈ ફૈઝ અને ખિલાફત મેળવી. જેવા કે : હઝરત મવલાના ખાલિદ રૂમી કુર્દી રહમતુલ્લાહિ અલયહિ આપના જ ખલીફા છે, જેમની ઝાતથી તમામ કુર્દીસ્તાન મુલ્ક મુનવ્વર અને રોશન થયો. લાખો હકના

તાલિબો વાસિલ–બ–ખુદા થયા અને એમના જ મુબારક નામ પર 'સિલસિલએ ખાલિદિય્યહ' મશહૂર અને જાણિતો છે.

## આપનો અતિ ઉચ્ચ મકામ

- હઝરત ગુલામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને મહાન ઔલિયાએ કિરામ તથા હુઝૂર રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ)ની ઝિયારત ઝાહિરી આંખોથી થયા કરતી હતી.
- આપે બે વખત અલ્લાહ તઆલાનો કલામ પણ સાંભળ્યો હતો.
- આપ કરામતવાળા બુઝુર્ગ હતા. આપથી અનેક કરામતો જાહેર થઈ હતી.

## આપની ખાનકાહ

- આપની ખાનકાહમાં હરેક વખતે ૫૦૦ (પાંચસો) આદમીઓથી ઓછા રહેતા ન હતા.
- એ તમામના ખોરાક, પોશાકની ઝિમ્મેદારી આપના પર હતી.
- કયાંયથી, કોઈ વઝીફો મુકર્રર ન હતો. અલ્લાહ તઆલા ગયબથી આપની મદદ ફરમાવતા હતા.
- આપની ફય્યાઝી અને સખાવત એટલી વિશાળ હતી કે કદી, કોઈ માંગનારને, ખાલી હાથે પાછા ફેરવતા ન હતા.

## વફાત અને મઝાર શરીફ

- ૨૨, સફર, ૧૨૪૦ હિજરીસનના દિવસે આપની વફાત થઈ.
- આપની જનાઝહની નમાઝ આપના ખલીફા હઝરત શાહ અબૂ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ પઢાવી.
- આપનો મઝાર દરગાહે અબૂલ ખૈરમાં, આપના પીર હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝારની બાજુમાં છે.

[૩]

# હઝરત શાહ અબૂ સઈદ રહમતુલ્લાહિ અલયહિ

## જન્મ, નામ અને કુન્નિયત (ઉપનામ)

- આપનો જન્મ ૨ (બીજી) ઝીલકઅદ, ૧૧૯૬ હિજરીસન મુતાબિક ૯, ઓકટોબર, ૧૭૮૨ ઈસ્વીસનમાં રામપૂર રિયાસતમાં થયો.
- આપનું નામ ઝકીયુલ કદર રાખવામાં આવ્યું.
- આપની કુન્નિયત અબૂ સઈદ છે અને તેનાથી જ આપ મશહૂર છે.

## આપનો નસબ (વંશ)

- આપ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના ખાનદાનના ફરઝંદ હતા.
- આપનું નસબનામું આ પ્રમાણે છે :

હઝરત ઝકીયુલ કદર (હઝરત અબૂ સઈદ) ઈબ્ને હઝરત સફીયુલ કદર, ઈબ્ને હઝરત અઝીઝુલ કદર, ઈબ્ને હઝરત મુહમ્મદ ઈસા, ઈબ્ને હઝરત સૈફુદ્દીન, ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ, ઈબ્ને હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિ.

## તઅલીમ

- આપે ૧૦ (દસ) વરસની ઉંમરે કુરઆન મજીદ હિફ્ઝ કરી લીધું. અને કારી નસીમ અહમદથી ફન્ને તજવીદ હાસિલ કર્યું.
- આપે મુફતી શરીફુદ્દીન, શાહ રફીયુદ્દીન અને આપના મામા શાહ સિરાજ અહમદથી અને હઝરત શાહ ગુલામઅલીથી અને શાહ અબ્દુલ અઝીઝથી હદીષ શરીફની સનદ હાસિલ કરી.

## બયઅત અને ખિલાફત

### આપના પહેલાં પીર

● પ્રથમ આપ પોતાના વાલિદ સાહબથી બયઅત થયા.
● વાલિદ સાહબે ફરમાવ્યું કે :
"તમારું હિમ્મદરૂપી પંખી ઊંચે ઊડનારું છે એટલે આપણા ખાનદાનના ખલીફાઓથી નિસબતથી તકમીલ (પરિપૂર્ણતા) કરો."

## આપના બીજા પીર

● એટલે આપ હઝરત દરગાહી રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા.
● તેમનો તરીકતનો સિલસિલો ફકત બે વાસ્તાથી હઝરત મુહમ્મદ ઝુબૈર મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ સુધી પહોંચે છે.
● તેમના ૧૨ (બાર) વરસ સુધી ફયઝ અને બરકત મેળવતા રહ્યા.
● શાહ દરગાહીએ આપને ખિલાફત આપી અને પોતાના જાનશીન બનાવ્યા.

## આપના ત્રીજા પીર

● હઝરત અબૂ સઈદ રહમતુલ્લાહિ અલયહિને હજુ પોતાની બાતિની તરક્કીથી સંતોષ થતો ન હતો.
● એટલે હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી રહમતુલ્લાહિ અલયહિ (હઝરત મિરઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા)ના મશવરાથી હિજરીસન ૧૨૨૫ માં આપ હઝરત ગુલામઅલી શાહ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા. (આપનો પરિચય ઉપર નંબર : ૨ માં આવી ગયો છે.)
● એક તરફ આપની પોતાના પીરથી સાચી મુહબ્બત અને અકીદત, અને બીજી તરફ આપના પીરની ઈનાયત, શકફતના કારણે વરસો અને મહીનાઓનું કામ હફતા અને દિવસોમાં થઈ ગયું અને હઝરત શાહ ગુલામઅલી સાહબે આપને ખિલાફત ઈનાયત કરી અને સાલિકોની રાહનુમાઈ આપને સોંપી.

● શાહ સાહબના આખરી દૌરના બે નામવર ખલીફાઓ :

(૧) હઝરત મૌલાના ખાલિદ રૂમી કુર્દી રહમતુલ્લાહિ અલયહિ અને (૨) હઝરત સય્યિદ ઈસ્માઈલ મદની રહમતુલ્લાહિ અલયહિએ પણ હઝરત અબૂ સઈદ રહમતુલ્લાહિ અલયહિથી તવજજુહાત મેળવી છે અને ફૈઝ હાસિલ કર્યો છે.

## મનસબે કય્યૂમિય્યત અને જાનશીની

● હિજરીસન ૧૨૩૦ માં આપથી કુરઆન મજીદ સાંભળીને હઝરત શાહ સાહબે ખૂશ થઈ ફરમાવ્યું :

"બતાઓ ! (આપની) શી આરઝૂ છે ?"

હઝરત અબૂ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

"હું આપની ઝિમ્નિય્યતનો તલબગાર છું."

શાહ સાહબે મુહબ્બતથી આપને પોતાના સીનાથી ચોંટાડીને લાંબા સમય સુધી ખાસ તવજજુહાતથી સરફરાઝ ફરમાવતા રહ્યા.

● હિજરીસન ૧૨૩૩ ના જમાદિલ અવ્વલ મહીનાના મધ્યમાં આપને મનસબે કય્યૂમિય્યતની બશારત આપી.

● શાહ સાહબે ખાનકાહ અને મકાનો આપને સોંપ્યા અને આપને પોતાના જાનશીન બનાવ્યા.

## ખાનકાહનું સફળ સંચાલન

● ૨૨, સફર, ૧૨૪૦ હિજરીસનના રોજ આપના પીર શાહ ગુલામઅલી સાહબની વફાત થઈ.

● ત્યારથી જમાદિલ આખર, હિજરીસન ૧૨૪૯ સુધી, નવ વરસ અને ત્રણ મહિના સુધી આપ મસનદે ઈરશાદ પર બેઠાં.

● હઝારો આદમીઓ આપથી બયઅત થયા અને ફૈઝ મેળવ્યો.

● અનેક બુઝુર્ગો આપની ખિલાફતથી મુશર્રફ થયા.

## આપના બે ફરઝંદો

● આપના બે બીવી સાહિબા હતા.
● એકના ફરઝંદનું નામ આપે શાહ અહમદ સઈદ રાખ્યું.
● બીજી બીવીના ફરઝંદનું નામ આપે શાહ અબ્દુલ ગની રાખ્યું.

## હજનો સફર

● આપ, આપના બીજા પીર, હઝરત શાહ દરગાહી રહિમહુલ્લાહુની મસનદ પર, લખનવમાં બીરાજમાન હતા ત્યારે હઝરત શાહ ગુલામઅલી સાહબ (રહ.)એ આપને પત્ર લખી દિલ્હી બોલાવ્યા.
● મોટા ફરઝંદ શાહ અહમદ સઈદને, લખનવમાં પોતાની જગાએ બેસાડી આપ દિલ્હી આવ્યા અને શાહ સાહબની મસનદ પર બેઠાં.
● જમાદિલ આખર, ૧૨૪૯ માં, પોતાના બીજા સાહબઝાદહ શાહ અબ્દુલ ગનીને સાથે લઈને આપ હજના માટે રવાના થયા.

## વફાત ટોંકમાં થઈ

● હિજાઝે મુકદ્દસથી વાપસી પર, પહેલી શવ્વાલ, ૧૨૫૦ હિજરીસન મુતાબિક ૩૧, જાન્યુઆરી, ૧૮૩૫ ઈસ્વીસનમાં, શનિવારે પોતાની જન્મભૂમિ ટોંકમાં આપની વફાત થઈ.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

● ટોંકના કાઝી, મૌલવી ખલીલુર્રહમાને આપની જનાઝહની નમાઝ પઢાવી.
● ટોંકના નવાબ સાહબ, ઉલમાએ કિરામ અને બીજા મોટી સંખ્યામાં લોકો જનાઝહમાં હાજર હતા.

## આપનું તાબૂત (શબપેટી) દિલ્હી લાવ્યા

- ૪૦ (ચાલીસ) દિવસ બાદ, આપના ફરઝંદો, આપનું તાબૂત દિલ્હી લાવ્યા.
- મનાકિબે અહમદિય્યહ કિતાબમાં લખ્યું છે કે :

"૪૦ (ચાલીસ) દિવસ પછી જયારે આપને તાબૂત (શબપેટી)માંથી કાઢવામાં આવ્યા ત્યારે એવું માલૂમ થતું હતું કે, અત્યારે જ ગુસલ આપ્યું છે. સહેજ પણ કોઈ ફેરફાર થયો ન હતો."

- આપના નીચે રૂ બીછાવ્યું હતું તે ખૂબ જ ખૂશબૂદાર હતું.
- આપને આપના ત્રીજા પીર હઝરત શાહ ગુલામઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિની બાજુમાં જ દફન કરવામાં આવ્યા.

[૪]

## હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત શાહ અબૂ સઈદ રહમતુલ્લાહિ અલયહિના પ્રપૌત્ર હતા.
- હઝરત શાહ અબૂ સઈદ રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ હઝરત શાહ અહમદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ચાર ફરઝંદોમાંથી એકનું નામ હઝરત શાહ ઉમર રહિમહુલ્લાહુ હતું.
- હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિ, હઝરત શાહ ઉમર રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હતા.

### જન્મ, નામ અને કુન્નિયત (ઉપનામ)

- આપનો જન્મ ૨૭, રબીઉલ આખર, ૧૨૭૨ હિજરીસન મુતાબિક ૬, જાન્યુઆરી, ૧૮૫૬ ઈસ્વીસનમાં દિલ્હીમાં થયો હતો.
- આપના મુહતરમ દાદા સાહબ હઝરત શાહ અહમદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ આપનું નામ 'મુહ્યુદીન' રાખ્યું.
- આપના મુહતરમ વાલિદ સાહબ હઝરત શાહ ઉમર રહમતુલ્લાહિ

અલયહિએ આપનું નામ 'અબ્દુલ્લાહ' રાખ્યું. અને આપની કુન્નિયત (ઉપનામ) 'અબૂલ ખૈર' રાખ્યું.

- આપ આપની કુન્નિયત 'શાહ અબૂલ ખૈર'થી જ મશહૂર થયા.

## હિજાઝ હિજરત

- ઈસ્વીસન ૧૮૫૭ ના બળવા વખતે અંગ્રેજ લશકરના ઝુલમના કારણે આપના દાદા હઝરત શાહ અહમદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ હિન્દુસ્તાનથી હિજાઝે મુકદસ હિજરત કરી ગયા.
- હઝરત શાહ અબૂલ ખૈર બાળક હતા. આપ પણ પોતાના દાદા સાહબ સાથે હિજરત કરી ગયા.
- ત્રણ મહિના મક્કા મુઅઝઝમામાં મુકામ કર્યો.
- તે પછી મદીનહ મુનવ્વરહમાં મુકામ કર્યો.

## બયઅત અને ખિલાફત

- હઝરત અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિની ઉંમર ફકત ૪ (ચાર) વરસની હશે ત્યારે આપના મુહતરમ દાદા સાહબ અહમદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ ઈસ્વીસન ૧૮૬૦ માં મદીનહ મુનવ્વરહમાં જ બયઅત ફરમાવીને પોતાની ખિલાફતથી નવાઝયા.
- તે પછી મુહતરમ દાદા સાહબનો ઈન્તિકાલ પણ થઈ ગયો.

## જાહિરી ઈલ્મ

- આપે મદીનહ મુનવ્વરહમાં હઝરત શાહ અબ્દુલ ગની રહમતુલ્લાહિ અલયહિ પાસે હદીષ શરીફ પઢી સનદ મેળવી.
- આપે કુરઆને કરીમ પણ હિફઝ કર્યું.
- લગભગ બાવીસ વરસની ઉંમરે આપ જાહિરી ઉલૂમ અને ફુનૂનથી ફારિગ થઈ ગયા.
- હઝરત સય્યિદ શયખ દહલાન મક્કી રહમતુલ્લાહિ અલયહિ અને

હઝરત મૌલાના હબીબુલ્લાહ કેરાનવી મુહાજિરે મક્કી રહમતુલ્લાહિ અલયહિ વગેરે પ્રખર અને પ્રખ્યાત ઉલમાએ કિરામથી પણ મદીનહ મુનવ્વરહમાં ઈલ્મ હાસિલ કર્યો.

## હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ચાદર ભેટ મોકલી હિન્દુસ્તાન જવા હુકમ ફરમાવ્યો

- મદીનહ મુનવ્વરહની હાજરી વખતે આપના ચાચા હઝરત શાહ મુહમ્મદ મઝહર રોઝએ મુબારક પર હાજર થયા અને મુરાકિબ થયા.
- તેમને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

  "જાઓ ! અમારા તરફથી તમારા ભત્રીજા (અબૂલ ખૈર)ને ચાદર ઓઢાઓ અને તેમને કહો કે હિન્દુસ્તાન જાય."
- આપના ચાચા આપની પાસે આવ્યા અને ખૂશીમાં રડતાં રડતાં પોતાની ચાદર તેમના ખભા ઉપર મૂકી અને કહ્યું કે :

  "આ ચાદર હુઝૂર પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના હુકમથી (તમારા ખભા ઉપર) મૂકું છું.

  આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ ફરમાવે છે કે, તમે હિન્દુસ્તાન જાઓ ! "

## હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુમાની મસ્જિદમાં જુમ્અહની નમાઝ પઢાવી

- એક વખતે જુમ્અહના દિવસે હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિ તાઈફ તશરીફ લઈ ગયા.
- ત્યાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુમાના મુબારક મઝાર પર હાજર થઈ મુરાકિબ થયા, તો મુરાકબહમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુમાએ આપને ફરમાવ્યું :

"અમારી મસ્જિદમાં આજે જુમ્અહની નમાઝ તમે પઢાવશો."

- મસ્જિદમાં પેશ ઈમામ અને ખતીબ મુકર્રર હોવાથી આપ મુંઝાયા.
- થોડો સમય પસાર થયો ન હતો કે મુઅઝ્ઝિને આવીને આપને કહ્યું :

  "ઈમામ સાહબની તબીયત ખરાબ થઈ ગઈ છે. એટલે આપ નમાઝ પઢાઓ ! "

  એટલે આપે નમાઝ પઢાવી.

## દિલ્હી વાપસી

- હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના હુકમના પાલન માટે આપ હિજાઝે મુકદ્દસથી ૨૨ (બાવીસ) વરસ પછી દિલ્હી પાછા આવ્યા.
- આપે પોતાના મહાન પરદાદા હઝરત શાહ અબૂ સઈદ રહમતુલ્લાહિ અલયહિની ખાનકાહમાં નિવાસ કર્યો.
- આપના આવવાથી વરસોથી સૂની પડેલી એ ખાનકાહમાંથી ફરી પાછો ફયઝનો દરિયો વહેવા માંડયો.
- ચારે દિશામાં આપની મકબૂલિયત ફેલાઈ ગઈ અને દેશમાંથી અને પરદેશથી દૂર દરાઝ મુલ્કોથી બેશુમાર લોકો આવીને આપથી ફૈઝ હાસિલ કરવા લાગ્યા.

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલીના આપ સમકાલીન હતા

- હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિનો જન્મ હિજરીસન ૧૨૮૨ મુતાબિક ઈસ્વીસન ૧૮૫૬ માં થયો હતો.

  હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી રહમતુલ્લાહિ અલયહિનો જન્મ હિજરીસન ૧૨૭૭ મુતાબિક ઈસ્વીસન ૧૮૫૩ માં થયો હતો. એટલે બન્ને સમકાલીન અને હમ ઉમ્ર હતા.

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી (રહ.)એ અનેક વખત દિલ્હી જઈને હઝરત શાહ અબૂલ ખૈર રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થઈ આપથી સુહબત અને ફૈઝ મેળવ્યો હતો.

**ગુજરાતના, નવસારી જિલ્લાના ડાભેલના મહાન આલિમ અને લેખક હઝરત સૂફી સય્યિદ આબિદ મિયાં આપના મુરીદ હતા**

ગુજરાતના, નવસારી જિલ્લાના, ડાભેલ ગામના મશહૂર આલિમ અને 'અનવારુલ આરિફીન', 'મેઅરાજુલ મુઅમિનીન', 'શરાબે તહૂર' વગેરે અનેક વિખ્યાત કિતાબોના લેખક હઝરત સૂફી સય્યિદ આબિદ મિયાં ઈબ્ને હબીબુલ્લાહ ઉસમાની રહમતુલ્લાહિ અલયહિએ હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈને બેથી ત્રણ વરસ સુધી આપથી બાતિની (રૂહાની) ફૈઝ મેળવ્યો હતો.

**ફતેહપૂરી મસ્જિદના બુઝુર્ગો સાથે સંબંધ**

- હિજાઝે મુકદ્દસ જવા પહેલાં હઝરત શાહ અબૂલ ખૈર રહિમહુલ્લાહુ ફતેહપૂરી મસ્જિદના ઈમામ અને હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ, રત્ર–છત્રવાળાના ખલીફા હઝરત મુફતી મસઊદ અહમદ સાહબને મળતા રહેતા હતા અને ખૂશ થતા હતા. હઝરત મુફતી મસઊદ સાહબ (રહ.) પણ આપનો એહતિરામ (આદર) કરતા હતા.
- હઝરત મુફતી મસઊદ અહમદ સાહબની વફાત બાદ આપના દામાદ અને ખલીફા હઝરત મૌલાના રુકનુદ્દીન સાહબ અલવરીએ પણ વારંવાર હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈ તરક્કીઓ મેળવી.
- હઝરત મુફતી મસઊદ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર, ફતેહપૂરી મસ્જિદના ઈમામ, હઝરત મૌલાના રુકનુદ્દીન અલવરી

રહમતુલ્લાહિ અલયહિના દામાદ અને ખલીફા, હઝરત મુફતી મઝહરુલ્લાહે પણ ઘણાં વરસો સુધી હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈ ફૈઝ મેળવ્યો હતો.

['મકામાતે ખૈર',(ઉર્દૂ) પાનું : ૪૪૬ (ટુંકસાર)
લેખક : હઝરત શાહ અબૂલ હસન ઝયદ ફારૂકી રહિમહુલ્લાહ]

## બલુચિસ્તાનના કવેટા શહેરમાં ખાનકાહની સ્થાપના

- હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિએ બલુચિસ્તાનના પ્રખ્યાત શહેર કવેટામાં પણ પોતાની ખાનકાહની સ્થાપના કરી અને આલીશાન મસ્જિદ પણ બંધાવી. એનું નામ મસ્જિદે બિલાલ રદિયલ્લાહુ તઆલા અન્હુ રાખ્યું.
- દર વરસે એપ્રિલ મહિનામાં કવેટા તશરીફ લાવતા હતા અને ઓકટોબર મહિનામાં દિલ્હી તશરીફ લઈ જતા હતા.
- આપ છ મહિના દિલ્હીમાં અને છ મહિના કવેટામાં રહેતા હતા.
- આપના મુરીદોનું વર્તુળ કવેટા અને દિલ્હી ઉપરાંત હિન્દુસ્તાન, પાકિસ્તાન, હિજાઝ, શામ, અફઘાનિસ્તાન, રશિયા, બંગાલ, આફ્રિકા સુધી ફેલાયું છે.

## વફાત અને દફન

- ૨૯, જમાદિલ આખર, ૧૩૪૨ હિજરીસન મુતાબિક ૧૬, ફેબ્રુઆરી, ૧૯૨૩, ઈસ્વીસનના રોજ આપ પોતાના ખાલિકે હકીકીના હુઝૂર હાજર થઈ ગયા.
- આપની જનાઝહની નમાઝ આપના મોટા સાહબઝાદાએ પઢાવી.
- આપને ખાનકાહે અબૂલ ખૈરમાં, આપના પરદાદા હઝરત અબૂ સઈદ રહમતુલ્લાહિ અલયહિની બાજુમાં દફન કરવામાં આવ્યા.

## આપના ત્રણ પુત્રો

(૧)● સૌથી મોટા પુત્રનું નામ અબૂલ ફયઝ બિલાલ ફારૂકી હતું.
● હઝરતના ઈન્તિકાલ વખતે આપની ઉંમર ૨૨ (બાવીસ) વરસ હતી.
● હઝરતે ઈન્તિકાલ પહેલાં આપને ખિલાફત આપી, કવેટા (બલુચિસ્તાન)ની ખાનકાહના સજજાદાનશીન બનાવ્યા હતા.

(૨)● હઝરતના બીજા નંબરના પુત્રનું નામ શાહ અબૂલ હસન ઝયદ ફારૂકી હતું.
● હઝરતના ઈન્તિકાલ વખતે આપની ઉંમર ૧૭ (સત્તર) વરસની હતી.
● હઝરતે ઈન્તિકાલ પહેલાં આપને ખિલાફત આપી દિલ્હીની ખાનકાહના સજજાદાનશીન બનાવ્યા હતા.
● આપનો પરિચય હવે પછી નંબર : ૫ (પાંચ)માં લખ્યો છે.

(૩)● ત્રીજા પુત્રનું નામ હઝરત અબૂ સઈદ સાલિમ ફારૂકી હતું.
● હઝરતના ઈન્તિકાલ વખતે આપની ઉંમર ૧૫ (પંદર) વરસ હતી.
● આપ પણ કવેટા (બલુચિસ્તાન)ની ખાનકાહમાં સ્થાયી થયા હતા.

## હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિનું વિસ્તૃત જીવનચરિત્ર

આપના સાહબઝાદહ શાહ અબૂલ હસન ઝયદ ફારૂકી રહમતુલ્લાહિ અલયહિએ 'મકામાતે ખૈર' નામથી એક હઝાર પાનાનું વિસ્તૃત જીવનચરિત્ર ઉર્દૂમાં લખ્યું છે.

[૫]

## હઝરત શાહ અબૂલ હસન ઝયદ ફારૂકી (રહ.)

## જન્મ

- આપનો જન્મ ૨૫, રમઝાનુલ મુબારક, ૧૩૨૪ હિજરીસન મુતાબિક ૧૩, નવેમ્બર, ૧૯૦૬ ઈસ્વીસનમાં ખાનકાહ શરીફ દિલ્હીમાં થયો હતો.
- આપ હઝરત શાહ અબૂલ ખૈર (રહ.)ના બીજા સાહબઝાદહ છે.
- આપનું નામ અબૂલ હસન ઝયદ રાખવામાં આવ્યું.

## જાહિરી ઈલ્મ

- પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચતર માધ્યમિક દીની અને દુન્યવી તાલીમ આપે દિલ્હીમાં મેળવી.
- તે પછી આપ મિસરની પ્રખ્યાત અલ–અઝહર યુનિવર્સિટીમાં દાખલ થયા અને કેટલાક વરસ અભ્યાસ કરીને ત્યાંથી ઉચ્ચ ડીગ્રી મેળવી દિલ્હી તશરીફ લાવ્યા.

## બયઅત અને ખિલાફત

- આપ પોતાના વાલિદથી બયઅત થયા અને બાતિની ફૈઝ મેળવી આપની ખિલાફતથી મુશર્રફ થયા.
- વાલિદ સાહબે આપને દિલ્હીની ખાનકાહના પોતાના જાનશીન મુકર્રર કર્યા.

## હજ્જે બયતુલ્લાહ

હિજરીસન ૧૩૫૦ માં આપને હજ્જે બયતુલ્લાહની સઆદત નસીબ થઈ.

## વફાત

- ૧૭, જમાદિઉસ સાની, ૧૪૧૪ હિજરીસન મુતાબિક ૨, ડિસેમ્બર, ૧૯૯૩, જુમેરાતના દિવસે આપનો ઈન્તિકાલ થયો.

- આપની જનાઝહની નમાઝ, કવેટાના જાનશીન હઝરત અબૂલ હફસ ઉમર આગાએ પઢાવી.
- ખાનકાહ શરીફમાં જે હુજરામાં આપના ચાર મહાન બુઝુર્ગોના મુબારક મઝારો છે તેની બાજુમાં જ બીજા હુજરામાં આપને દફન કરવામાં આવ્યા.

**આપના જાનશીન**

- આપના ફરઝંદ સાહબઝાદહ ડોકટર અબૂલ ફઝલનો આપની હયાતીમાં જ ઈન્તિકાલ થઈ ગયો હતો.
- એમનો પરિચય હવે પછી નંબર : ૬ માં લખ્યો છે.
- હાલમાં હઝરત અબૂલ હસન ઝયદ રહમતુલ્લાહિ અલયહિની મસનદ પર આપના પૌત્ર હઝરત અબૂલ નસર અનસ સાહબ જાનશીન છે.
- આપ મરહૂમ ડોકટર અબૂલ ફઝલના સાહબઝાદહ છે.
- આપનો જન્મ ૬, રજબ, ૧૩૯૧ હિજરીસન મુતાબિક ૨૮, ઓગષ્ટ, ૧૯૭૧ માં, જુમ્અહના દિવસે, આપના મોસાળ મીરઠ (યૂ.પી.)માં થયો હતો.

[૬]

## ડોકટર મુહમ્મદ અબૂલ ફઝલ ફારૂકી રહિમહુલ્લાહ

**જન્મ**

- આપનો જન્મ ૧૩, શાબાન, ૧૩૫૫ હિજરીસન મુતાબિક ૩૦, ઓકટોબર, ૧૯૩૬ માં ખાનકાહ શરીફ દિલ્હીમાં થયો.
- આપનું નામ મુહમ્મદ અબૂલ ફઝલ રાખવામાં આવ્યું.

**શિક્ષણ**

- દિલ્હીની માધ્યમિક શાળામાં ૧૧ માં ધોરણ સુધી અભ્યાસ કર્યો.

- તે પછી મુસ્લિમ યુનિવર્સિટી અલીગઢથી બી.એસ.સી. ડિગ્રી મેળવી.
- તે પછી શ્રીનગર યુનિવર્સિટીથી એમ.બી.બી.એસ.ની ડિગ્રી મેળવી ડોકટર થયા.

**વ્યવસાય**

- ડોકટર થયા પછી ૪ (ચાર) વરસ હિજાઝમાં કામ કર્યુ.
- ૯ (નવ) વરસ દિલ્હીમાં દવાખાનું ચલાવ્યું.

**શાદી**

આપની શાદી ખદીજાબીબી સાથે ૨૨, શાબાન, ૧૩૮૭ હિજરીસન મુતાબિક ૨૫, નવેમ્બર, ૧૯૬૭ ના રોજ મીરઠ (યૂ.પી.)માં થઈ.

**ઔલાદ**

- અલ્લાહ તઆલાએ આપને પાંચ ઔલાદ અતા ફરમાવી :

(૧) સઅદ (૨) હુદા (૩) અબૂલ નસર અનસ (૪) હુમા (૫) સના.

- સઅદનો જન્મ થયા પછી ફકત બે જ દિવસમાં ઈન્તિકાલ થયો હતો.

**વફાત અને દફન**

- ૭, શવ્વાલ, ૧૪0૪ હિજરીસન મુતાબિક જૂલાઈ, ૧૯૮૪ માં આપની વફાત થઈ.
- ત્યારે આપના વાલિદ હઝરત શાહ અબૂલ હસન ઝયદ હયાત હતા એટલે તેમણે જ આપની જનાઝહની નમાઝ પઢાવી, અને ખાનકાહ શરીફમાં જે મુખ્ય હુજરામાં ચાર મુબારક મઝારો છે તેની બાજુના હુજરામાં, વાલિદ સાહબે પોતાની કબર માટે નક્કી કરેલી જગાની બાજુમાં ફરઝંદને દફન કર્યા.


حضرت خواجہ میر دردؒ
1871 (Regd)
درگاہ کمیٹی
امیر احمد پٹیل
صدر
M.9818228073
آفتاب عالم
سکیٹری
M.9250970656
عاظم سباغ
خزانچی
M.9210613501

# ત્રીજો વિભાગ

# બસ્તી ખ્વાજા મીર દર્દ રહમતુલ્લાહિ અલયહિ, શકૂરકી દંડી, મસ્જિદની પાછળ, દિલ્હી – ૨ માં આવેલા મુબારક મઝારો

[૧] New Pin Code : 110002

## હઝરત ખ્વાજા નાસિર અંદલીબ રહિમહુલ્લાહ

- આપ હઝરત સઅદુલ્લાહ ઉર્ફે શાહ ગુલશનના ખલીફા હતા.
- અને હઝરત શાહ ગુલશન, હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' ઉર્ફે 'શાહગુલ' નકશબંદી, મુજદ્દિદી રહિમહુલ્લાહુના ખલીફા હતા.
- હઝરત ખ્વાજા નાસિર સહીહુન્નસબ સય્યિદ હતા.
- આપ શાઈર પણ હતા.

### આપના શરીરની આરપાર વસ્તુઓ દેખાતી હતી

આપના ફરઝંદ અને ખલીફા હઝરત ખ્વાજા મીર દર્દ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :

> "મારા વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિનું શરીર ઝિક્રે હકથી (કાચની જેમ) એવું (પારદર્શક) થઈ ગયું હતું કે આપના શરીરની આરપાર દીવાલ (વગેરે) દેખાતું હતું."
>
> ['અહસનુત્તકવીમ']

### મઝાર શરીફ

આપનો મઝાર બસ્તી હઝરત ખ્વાજા મીર દર્દ રહિમહુલ્લાહુ, શકૂરની દંડી, ઝાકિર હુસૈન કોલેજ નજીક,

આસિફઅલી રોડ, દિલ્હી – ૬, વસ્તીમાં
મસ્જિદની પાછળ એક કમ્પાઉન્ડમાં છે.

['રાહનુમાએ મઝારાતે દેહલી', પાનું : ૨૫૭]

[૨]

## હઝરત ખ્વાજા મીર દર્દ રહમુતલ્લાહિ અલયહિ

- આપ હઝરત ખ્વાજા નાસિર રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ અને તેમના જ મુરીદ અને ખલીફા હતા.
- આપ જાહિરી અને બાતિની ઉલૂમમાં નિષ્ણાત હતા.
- આપ કેટલીયે કિતાબોના લેખક હતા.
- ઉર્દૂના બેહતરીન સૂફી શાઈર (કવિ) હતા.

### વફાત અને મઝાર શરીફ

- આપે શાહ આલમ બીજાની હુકૂમતના દૌરમાં, ૨૪, સફર, ૧૧૯૯ હિજરીસનમાં ૬૬ વરસની ઉંમરે ઈન્તિકાલ ફરમાવ્યો.
- આપનો મઝાર બસ્તી ખ્વાજા મીર દર્દ (શકૂરકી દંડી) દિલ્હી – ૨ માં મસ્જિદની પાછળ, એક કમ્પાઉન્ડમાં છે.

['રાહનુમાએ મઝારાતે દેહલી', પાનું : ૩૪૩]

[૩]

## હઝરત ખ્વાજા મીર અસર રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત ખ્વાજા નાસિર અંદલીબ રહમતુલ્લાહિ અલયહિના નાના ભાઈ અને આપના જ મુરીદ અને ખલીફા હતા.

### મઝાર શરીફ

આપનો મઝાર પણ બસ્તી મીર દર્દ, શકૂરકી દંડી, દિલ્હી – ૨

માં મસ્જિદની પાછળ, પીરો મુરશિદની પાસે છે.

['રાહનુમાએ મઝારાતે દેહલી', પાનું : ૨૫૭]

[૪]

## હઝરત ખ્વાજા નાસિર વઝીર રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત ખ્વાજા મીર દર્દ રહમતુલ્લાહિ અલયહિના નવાસાની ઔલાદમાંથી હતા.
- આપના પીરો મુરશિદનું નામ હાજી મુહમ્મદ દોસ્ત હતું.
- તેમણે હઝરત શાહ અહમદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ હઝરત શાહ અબ્દુર્રશીદ, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિથી પણ ફૈઝ મેળવ્યો હતો. અને એક વરસ સુધી તેમની ખિદમતમાં રહ્યા હતા. એ મુદતમાં આપે મુજદ્દિદી સિલસિલાની ખિલાફત તેમનાથી મેળવી હતી.

### મઝાર શરીફ

- આપે હિજરીસન ૧૨૯૯ માં ઈન્તિકાલ ફરમાવ્યો.
- આપનો મઝાર પણ, બસ્તી મીર દર્દ, શકૂરકી દંડીમાં પોતાના બુઝુર્ગવારોની પાસે છે.

['રાહનુમાએ મઝારાતે દેહલી', પાનું : ૨૫૭]

## ઔલિયાની ફઝીલત

[૧]

اَلَآ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ط (سورۂ یونس ۶۲:)

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

નથી કંઈ ખૌફ કે કંઈ ગમ ઔલિયા માટે;
ફરમાવ્યું છે એ અલ્લાહે ઔલિયા માટે.

[૨]

فَاقْصُصِ الْقَصَصَ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ط
(سورۂ اعراف: ۱۷۶)

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

ઔલિયાના કિસ્સાઓ લોકો સમક્ષ બયાન કર;
તેઓ કંઈ સમજે વિચારે, એવો ઈન્તિઝામ કર.

[૩]

'عِنْدَ ذِكْرِ الذَّاكِرِيْنَ تَنَزَّلُ الرَّحْمَةُ' (حدیث شریف')

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

ઝિક્ર જયાં ઔલિયાનો થાય છે;
રહમત ત્યાં અલ્લાહની નાઝિલ થાય છે.

# ચોથો વિભાગ

# હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહિમહુલ્લાહુ રત્ર-છત્રવાલાના સિલસિલાના ફતેહપૂરી મસ્જિદ, ચાંદની ચોક દિલ્હીના બુઝુર્ગો

[૧] New Pin Code : 110006

## હઝરત મુફતી મુહમ્મદ મસઊદ સાહબ રહિમહુલ્લાહ

હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા અને મસ્જિદે ફતેહપૂરીના માજી ખતીબ અને ઈમામ.

[૨]

## હઝરત મુફતી મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ, [નંબર : ૧ ના પુત્ર અને ખલીફા]

<u>નોંધ</u> :

ઉપરના બન્ને બુઝુર્ગોના મુબારક મઝારો હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના કબ્રસ્તાનમાં છે. એટલે એમનો પરિચય પહેલાં વિભાગમાં લખ્યો છે.

[૩]

## હઝરત મુફતીએ આઝમ શાહ મુહમ્મદ શાહ મઝહરુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

● હઝરત મુફતીએ આ'ઝમ હઝરત શાહ મુહમ્મદ મસઊદ મુહદ્દિષે

દહેલવી રહમતુલ્લાહિ અલયહિના આપ પૌત્ર હતા.

- આપનો જન્મ ૧૫, રજબ, ૧૩૦૩ હિજરીસન મુતાબિક ૨૧, એપ્રીલ, ૧૮૮૬ ઈસ્વીસનના રોજ દિલ્હીમાં થયો હતો.
- આપની ઉંમર માત્ર ચાર વરસની હતી ત્યારે આપના વાલિદ સાહબ હઝરત મૌલાના મુફતી મુહમ્મદ સઈદનો ઈન્તિકાલ થઈ ગયો.
- વાલિદ સાહબના ઈન્તિકાલના એક–બે વરસ પછી આપની મુહતરમા વાલિદહ સાહિબાનો પણ ઈન્તિકાલ થઈ ગયો.
- એના બે વરસ પછી દાદા સાહબ હઝરત મુફતી મુહમ્મદ મસઊદ સાહબનો પણ ઈન્તિકાલ થઈ ગયો.
- આપે કુરઆને કરીમ તજવીદ અને કિર્અતની સાથે હિફઝ ફરમાવ્યું. આપની કિર્અત ખૂબ જ મધૂર અને દિલનશીન હતી.
- તે પછી આપે ઉલૂમે અકલિયહ અને નકલિયહ આપના મુહતરમ ચાચા હઝરત મૌલાના અબ્દુલમજીદ રહિમહુલ્લાહુ પાસે પરિપૂર્ણ કર્યા જેમનો હદીસનો સિલસિલો ૩ (ત્રણ) વાસ્તાથી હઝરત શાહ અબ્દુલઅઝીઝ મુહદ્દિષે દહેલવી રહિમહુલ્લાહુ સુધી પહોંચે છે.
- ઉપરાંત આપે તફસીર, ઉસૂલે તફસીર, ફિકહ, ઉસૂલે ફિકહ, મન્તિક (તર્કશાસ્ત્ર), ફલસફા (તત્ત્વજ્ઞાન) વગેરેમાં પણ નિપુણતા હાસિલ કરી.
- હિજરીસન ૧૩૧૬ મુતાબિક ઈસ્વીસન ૧૮૯૮ માં કુતુબે આ'લમ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ (રત્ર–છત્ર)ના સાહબઝાદહ, ખલીફા અને જાનશીન હઝરત સય્યિદ સાદિકઅલી શાહ રહમતુલ્લાહિ અલયહિએ આપને મકાન શરીફ (રત્ર–છત્ર) બોલાવ્યા અને બયઅત ફરમાવી બાતિની ફયઝથી મુશર્રફ ફરમાવી આપની વિશેષ તરબિયતના માટે હઝરત શાહ મુહમ્મદ રુકનુદ્દીન અલવરી રહમતુલ્લાહિ અલયહિને સોંપ્યા.

- બાતિની કમાલાત બા'દ હઝરત શાહ મુહમ્મદ રુકનુદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ આપને ઈજાઝત અને ખિલાફતથી નવાઝી મસનદે મસઊદ રહમતુલ્લાહિ અલયહિ પર બિરાજમાન ફરમાવ્યા.
- આપે લગભગ ૬૦ થી ૭૦ વરસ સુધી જામિઅ મસ્જિદ, ફતેહપૂરી, દિલ્હીમાં ઈમામ અને ખતીબ અને મુફતી તરીકે સેવા બજાવી.
- આપે એક લાખ કરતાં વધારે ફતવા લખ્યા છે.
- આપના ફતવા ઉચ્ચ અદાલતોમાં માન્ય કરવામાં આવતા હતા.
- જામિઅ મસ્જિદ ફતેહપૂરી, દિલ્હીમાં આજે પણ આપના પૌત્ર અને જાનશીન હઝરત મુફતી, ડોકટર મુહમ્મદ મુકર્રમ અહમદ સાહબ દામત બરકાતુહુમ ઈમામ, ખતીબ અને મુફતીની સેવા બજાવે છે.
- હઝરત મુફતી શાહ મુહમ્મદ મઝહરુલ્લાહ સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિએ લગભગ એક લાખ પત્રો લખ્યા હતા જે ઉલૂમે મઆરિફતના ખઝાના અને ઈશ્ક તથા મુહબ્બતના ભંડાર છે. 'મકાતિબે મઝહરી' નામથી કિતાબી શકલમાં એની જિલ્દો પ્રગટ થઈ છે.
- ઈસ્વીસન ૧૯૪૫ માં આપ હજજે બયતુલ્લાહ શરીફથી અને મદીનહ મુનવ્વરહમાં હુઝૂર અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતથી મુશર્રફ થયા.
- આપે ૧૩ (તેર) વરસની ઉંમરથી વફાત સુધી લગભગ ૭૦ (સિત્તેર) વરસ સુધી તહજજુદની નમાઝ કઝા ન કરી.
- ૧૪, શા'બાન, ૧૩૮૬ હિજરીસન મુતાબિક ૨૭, નવેમ્બર, ૧૯૬૬, સોમવારના દિવસે આપે ઈન્તિકાલ ફરમાવ્યો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપની જનાઝહની નમાઝ હઝરત મૌલાના શાહ અબૂલ હસન ઝયદ ફારૂકી મુજદિદીએ પઢાવી અને લાખો લોકોની હાજરીમાં

મસ્જિદે ફતેહપૂરીના ચોગાનમાં દફન કરવામાં આવ્યા.
- હઝારો લોકોએ આપથી જાહેરી અને બાતિની ફયઝ હાસિલ કર્યો. અને અનેક શખ્સો આપની ખિલાફતથી મુશર્રફ થયા.

આપની લખેલી અસંખ્ય કિતાબોમાંથી કેટલીક નીચે પ્રમાણે છે :

(૧) અરકાને દીન (૨) મઝહરુલ અખ્લાક (૩) મઝહરુલ અકાઈદ (૪) મકાતિબે મઝહરી (૫) ફતાવા મઝહરી (૬) મવાઈઝે મઝહરી

[૪]

## હઝરત મૌલાના મુફતી મુહમ્મદ મુશર્રફ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ

### જન્મ અને શિક્ષણ

- આપ હઝરત મુફતીએ આઝમ શાહ મુહમ્મદ મઝહર રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ છે.
- આપનો જન્મ દિલ્હીમાં થયો.
- કુરઆને મજીદ તજવીદ અને કિરાઅતની સાથે હિફઝ કર્યું.
- તે પછી ફતેહપૂરી મસ્જિદના દારુલ ઉલૂમમાં અભ્યાસ કરી હિજરીસન ૧૩૫૧ મુતાબિક ઈસ્વીસન ૧૯૩૨ માં આલિમની સનદ મેળવી.
- આપે તિબ્બ (તબીબી શાસ્ત્ર)માં પણ સનદ મેળવી કુશળતા મેળવી.

### વ્યવસાય

- શરૂઆતમાં ફતેહપૂરી મસ્જિદમાં નાયબ મુફતીની કામગીરી કરી.
- તે પછી નૂહ નામના કસબામાં ગવર્નમેન્ટ હાઈસ્કૂલમાં ઉસ્તાદ નિમાયા. ત્યાં કેટલોક સમય વિતાવી ફરી પાછા દિલ્હી આવ્યા.
- દિલ્હીની મસ્જિદે શયખાંમાં વરસો સુધી ખતીબ તરીકે ખિદમત અંજામ આપી.

- આપની વઅઝ ઘણી દિલનશીન હતી.
- આપના દસ્તે મુબારક પર સેંકડો ગૈર મુસ્લિમ ઈસ્લામથી મુશર્રફ થયા.
- આપ નિષ્ણાત હકીમ હતા. અસંખ્ય બીમારોને અલ્લાહ તઆલાએ આપના મારફતે શિફા આપી.
- તઅવીઝ અને અમલિયાતમાં પણ નિષ્ણાત હતા.
- આપને હજની સઆદત પણ હાસિલ થઈ.
- આપે કેટલીક કિતાબો પણ લખી છે.

## વફાત અને મઝાર અને જાનશીન

- ઈસ્વીસન ૧૯૮૧ માં દિલ્હીમાં આપનો ઈન્તિકાલ થયો.
- આપને આપના વાલિદ હઝરત મુફતી મઝહરુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મઝારની બાજુમાં, જમણી તરફ, ફતેહપૂરી મસ્જિદના ચોગાનમાં દફન કરવામાં આવ્યા.
- આપના મોટા પુત્ર મૌલાના હાફિઝ મુહમ્મદમિયાં આપના જાનશીન ખલીફા છે. અને મસ્જિદે શયખાં, દિલ્હીમાં પોતાના વાલિદ સાહબની જગાએ ખતીબ અને ઈમામ છે.

['જહાંને ઈમામે રબ્બાની રહિમહુલ્લાહ', ભાગ : ૬, પાનું : ૨૬૧]

**[૫]**

# હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી ડોકટર મુહમ્મદ અહમદ રહમતુલ્લાહિ અલયહિ

## જન્મ અને શિક્ષણ

- હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી ડોકટર મુહમ્મદ અહમદ રહમતુલ્લાહિ અલયહિ હઝરત મુફતીએ આઝમ શાહ મુહમ્મદ

મઝહરુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ અને જાનશીન હતા.

- આપનો જન્મ ઈસ્વીસન ૧૯૧૯ માં દિલ્હીમાં થયો હતો.
- આપે કુરઆને કરીમ તજવીદની સાથે હિફઝ કર્યું.
- દીની તાલીમ પોતાના મહાન વાલિદ માજિદ પાસે મેળવી.
- ઉપરાંત મદ્રસહ નુઅમાનિય્યહ, દિલ્હીમાં અભ્યાસ કરીને હિજરીસન ૧૩૬૨ મુતાબિક ૧૯૪૩ ઈસ્વીસનમાં આલિમની સનદ મેળવી.
- આપે ડેન્ટલ સર્જરી શીખી અને દાંતના ડોકટર બન્યા.
- નવયુવાનીથી જ ૪૦ (ચાલીસ) વરસ સુધી આપે ફતેહપૂરી મસ્જિદની ઈમામતની ખિદમત બજાવી.
- આપ અમલિયાત અને તઅવીઝાતના પણ નિષ્ણાત હતા.

## બયઅત અને ખિલાફત

આપ પોતાના વાલિદ માજિદ હઝરત મુફતી મઝહરુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા હતા અને ખિલાફત તથા ઈજાઝત મેળવી હતી.

## વફાત

- પહેલી રમઝાનુલ મુબારક, ૧૩૯૧ હિજરીસન મુતાબિક ૨૧, ઓકટોબર, ૧૯૭૧ માં આપનો ઈન્તિકાલ થયો.
- આપની જનાઝહની નમાઝ હઝરત શાહ અબૂલ હસન ઝયદ ફારૂકી રહમતુલ્લાહિ અલયહિએ પઢાવી.
- જામિઅ મસ્જિદ ફતેહપૂરીના સહનમાં આપના વાલિદ હઝરત મુફતી મઝહરુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મઝારની ડાબી તરફ આપને દફન કરવામાં આવ્યા.

## ઔલાદ

આપના પાંચ પુત્રો હતા જેમના નામો નીચે પ્રમાણે છે :

(૧)હઝરત મુફતીએ આઝમ મઝહરુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર અને જાનશીન હઝરત મૌલાના મુફતી ડોકટર મુહમ્મદ મુકર્રમ સાહબ દામત બરકાતુહુમ.

(૨) ડોકટર, હાફિઝ, કારી, મુફતી મુઅઝઝમ અહમદ મસઊદી દામત બરકાતુહુમ (નાયબ ઈમામ, મસ્જિદે ફતેહપૂરી, દિલ્હી).

(૩)હાફિઝ, કારી મુહમ્મદ મુબશ્શિર અહમદ દામત બરકાતુહુમ (નાયબ ઈમામ, ફતેહપૂરી મસ્જિદ, દિલ્હી)

(૪)ડોકટર મુહમ્મદ બશીર અહમદ.

(૫)ડોકટર, હાફિઝ, કારી મુહમ્મદ મહમૂદ અહમદ મસઊદી.

હઝરત મૌલાના, હાફિઝ, કારી, મુફતી, ડોકટર મુહમ્મદ અહમદ રહમતુલ્લાહિ અલયહિને અલ્લાહ તઆલાએ ૬ (છ) સાહબઝાદીઓ અતા ફરમાવી હતી જેમના નામો સ્થળ સંકોચના કારણે લખ્યા નથી.

['જહાંને ઈમામે રબ્બાની (રહ.)', ભાગ : ૬, પા. : ૨૬૨ થી ૨૬૬]

[૬]

## હઝરત મૌલાના ડોકટર મુહમ્મદ સઈદ અહમદ રહમતુલ્લાહિ અલયહિ

### જન્મ અને શિક્ષણ

- આપનો જન્મ ઈસ્વીસન ૧૯૩૨ માં દિલ્હીમાં થયો હતો.
- આપ હઝરત મુફતી મઝહરુલ્લાહ રહિમહુલ્લાહુના ફરઝંદ છે.
- કુરઆને કરીમ અને અરબી તથા ફારસીની તાલીમ પણ વાલિદ સાહબ હઝરત મુફતી મઝહરુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિથી મેળવી.
- તે પછી મસ્જિદે ફતેહપૂરીના દારુલ ઉલૂમમાં પણ તાલીમ મેળવી.
- પૂર્વ પંજાબ યુનિવર્સિટીથી મુનશી ફાઝિલની ડિગ્રી મેળવી.

- જયપૂરથી તબીબી વિદ્યામાં સનદ મેળવી હકીમ થયા.
- કલકત્તાથી હોમિયોપેથીમાં ડી.એચ.પી. (ડોકટર ઓફ હોમિયોપેથી)ની ડિગ્રી મેળવી.

**બયઅત અને ખિલાફત**

- આપ હઝરત શાહ અબૂલ હસન ઝયદ ફારૂકી રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા હતા.
- આપને ઈજાઝત અને ખિલાફત આપના મોટા ભાઈ હઝરત પ્રોફેસર, મૌલાના મુહમ્મદ મસઊદ સાહબ રહિમહુલ્લાહુએ આપી હતી.
- આપ દરગાહે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના સજ્જાદાનશીન હતા અને તેમની મસ્જિદના ખતીબ હતા.

**ઈન્તિકાલ અને દફન**

- ૨૮, રમઝાનુલ મુબારક, ઈસ્વીસન ૧૯૯૬ માં વફાત થઈ.
- આપની જનાઝહની નમાઝ હઝરત શાહ અબૂલ હસન ઝયદ ફારૂકી રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હઝરત અનસ (દા.બ.)એ પઢાવી.
- આપને આપના વાલિદ સાહબ હઝરત મુફતી મઝહરુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મઝાર નજીક, દિલ્હીમાં ફતેહપૂરી મસ્જિદના સહનમાં દફન કરવામાં આવ્યા.

**આપની ઔલાદ**

આપના નીચે પ્રમાણે બે પુત્રો છે :

(૧) ડોકટર મુહમ્મદ મુજીબ અહમદ સાહબ, ખાનકાહે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના સજ્જાદાનશીન છે.

(૨) હાફિઝ મુહમ્મદ અહમદ ઉર્ફે મુહમ્મદ અશરફ અહમદ, ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુની મસ્જિદના ઈમામ અને ખતીબ છે.

['જહાંને ઈમામે રબ્બાની (રહ.)', જિ. : ૬, પા. : ૨૬૬, ૨૬૭]

# પાંચમો વિભાગ

# જૂની દિલ્હીમાં આવેલા બીજા મુબારક મઝારો

[૧]

## હઝરત મૌલાના સય્યિદ મહબૂબઅલી રહિમહુલ્લાહ

- આપ હઝરત મૌલાના શાહ અબ્દુલ અઝીઝ રહમતુલ્લાહિ અલયહિના ખાસ શાગિર્દ અને મહાન ખલીફાઓમાં હતા.
- આપનો હિજરીસન ૧૨૭૧ માં ઈન્તિકાલ થયો.

<u>મઝારે મુબારક</u>

તુર્કમાન દરવાઝાની બહાર, બુચડખાનાથી આગળ, સડકની જમણી તરફ, આપનો મઝાર છે.

['મઝારાતે દેહલી', પાનું : ૨૩]

[પ્રકાશન વર્ષ : હિજરીસન ૧૩૪૬]

[નવું સરનામું જાણી શકાયું નથી.]

[૨]

## હઝરત મૌલાના મમલૂકઅલી રહમતુલ્લાહિ અલયહિ

- આપ નાનોતા ગામના રહેવાસી હતા.
- આપ મૌલાના રશીદુદ્દીન ખાન સાહબ દહેલવીના ખાસ શાગિર્દોમાંથી છે.
- હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ સાહબ મુહદ્દિષે દેવબંદી રહમતુલ્લાહિ અલયહિ આપના ફરઝંદ હતા.

**મઝાર શરીફ**

આપનો મઝાર શરીફ મસ્જિદે રોઝીના સહનમાં દિલ્હી દરવાઝાની બહાર, મેંહદિયોની આ તરફ શાહ અબ્દુલ અઝીઝ સક્કરબારના પગ તરફ અલગ કબર છે.

['મઝારાતે દેહલી', પાનું : ૧૮]

[પ્રકાશન વર્ષ : હિજરીસન ૧૩૪૬]

[નવું સરનામું જાણી શકાયું નથી.]



# છઠ્ઠો વિભાગ

# નવી દિલ્હી 110001 માં આવેલા મુબારક મઝારો

**[૧] New Pin Code : 110001**

## હઝરત શાહ ગુલશન રહમતુલ્લાહિ અલયહિ

**મઝારે મુબારકનું સ્થળ**

દિલ્હી – ૧, કનાટ સરકસ, બ્રિટીશ–ઈન્ડીઅન પ્રેસ નજીક, પ્લાઝા સીનેમાની પાછળ, એકગોલ ચબૂતરા પર.

['રાહનુમાએ મઝારાતે દેહલી', પાનું : ૩૪૦] (ઈ.સ. ૨૦૦૧)

**હઝરત શાહ ગુલશન રહમતુલ્લાહિ અલયહિ**

- હઝરત શાહ ગુલશન રહમતુલ્લાહિ અલયહિ પણ હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- આપના બાતિની હાલાત ખૂબ ઊંચા હતા.
- આપે કરેલા સખત મુજાહદાઓ અને આકરી રિયાઝતોની કેટલીક વિગતો નીચે પ્રમાણે છે.

**આપના સખત મુજાહદાઓ અને આકરી રિયાઝતો**

'મકામાતે મઝહરી' કિતાબમાં હઝરત શાહ ગુલામઅલી સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિએ લખ્યું છે કે :

- શાહ ગુલશન જુનયદ (બગદાદી) રહમતુલ્લાહિ અલયહિની ખાનકાહના દુરવેશો જેવી આદતો ધરાવતા હતા.
- ત્રણ દિવસ પછી ભૂખ લાગતી તો જંગલના ઝાડોના પાંદડાઓ, ખીરા

અને ખરબૂઝહના છિલકા પાણીથી પાક, સાફ કરીને ખાય લેતા.

- એક જ ગોદડીમાં ત્રણ વરસ ગુઝારી દેતા.
- એક દિવસે રોઝહની ઈફતારીના વખતે ઠંડુ પાણી પીવાનું મન થયું.

એક મુરીદે કહ્યું કે :

"હુઝૂર ! આપની મસ્જિદની પાસે જ એક કૂવો છે. તેનું પાણી ખૂબ જ ઠંડુ છે."

આપે ફરમાવ્યું કે :

"હું કેટલાયે વરસોથી હોઝના પાણીથી રોઝહ ઈફતાર કરું છું. મને એની ખબર જ નથી કે મસ્જિદની પાસે જ પાણીનો કૂવો પણ છે."

## દુનિયાની દવલતને બને એટલી જલદી ખરચી નાંખતા

એક દિવસે સરહિન્દ શરીફના એક રઈસે અશરફીઓ (સોનાના સિક્કાઓ)ની એક થેલી ભેટ આપી.

હઝરત શાહ ગુલશને ફરમાવ્યું કે :

"મારા પર હજ ફર્ઝ થઈ ગઈ."

હજની તૈયારી માટે આપ બજારમાં ગયા.

ત્યાં એક ભીખારીને જોયો તો એ થેલી તેને આપી દીધી.

બજારમાંથી પાછા આવીને ફરમાવ્યું કે :

"હજની ફરઝિયત મારા પરથી ખત્મ થઈ ગઈ."

## સાહિબે નિસાબ થયા તો ઝકાત અદા કરીને તત્કાલ બાકીનો માલ પણ અલ્લાહની રાહમાં લૂંટાવી દીધો

એક વખતે આપને તમન્ના થઈ કે કાશ ! હું પણ ઝકાત અદા કરું, કારણ કે એ પણ દીનનો એક મોટો રુકન છે. અને એની

અદાયગીથી અલ્લાહ તઆલા ખૂશ થાય છે.

અલ્લાહ તઆલાના ફઝલ અને કરમથી આપ સાહિબે નિસાબ થયા તો પ્રથમ ઝકાત અદા કરી અને પછી બધો માલ અલ્લાહ તઆલાની રાહમાં લૂંટાવી દીધો.

['રવઝતુલ કય્યૂમિય્યહ' પાના નંબર : ૪૮૬, ૪૮૭]

**આપ ઉચ્ચ કક્ષાના શાઈર પણ હતા**

- આપના પીર હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિની જેમ આપ પણ ઉચ્ચ કક્ષાના શાઈર હતા.
- પોતાના પીરના ઉપનામ 'શાહગુલ'ની મુનાસિબતથી આપે શાઈર તરીકે પોતાનું તખલ્લુસ 'શાહ ગુલશન' રાખ્યું હતું.

[૨]

## હઝરત શૈખ અબ્દુર્રશીદ ટંગ કશમીરી રહિમહુલ્લાહુ ઈબ્ને હઝરત મુહમ્મદ મુરાદ કશમીરી (રહ.)

**મઝારે મુબારકનું સ્થળ**

દિલ્હી – ૧, મસ્જિદે શાહ ગુલની પાછળ, કોટલા ફીરોઝ શાહ કસ્સાબપૂરા, બાડા હિન્દૂરાવ નજીક, મસ્જિદની જમણી તરફ ચબૂતરા પર છે. ['મઝારાતે દેહલી', પાનું : ૧૩૪]

- શયખ અબ્દુર્રશીદ, હઝરત મુહમ્મદ મુરાદના એક માત્ર સાહબઝાદહ હતા.
- તેમણે શરૂઆતમાં તાલીમ અને તરબિયત પોતાના વાલિદ બુઝુર્ગવારથી હાસિલ કરી હતી.
- ભરયુવાનીમાં અલ્લાહની તલબ અને લગનનો તેમના પર ગલબો થયો.
- મુજદિદી સરહિંદી ખાનદાનથી આપને ગાઢ અકીદત હતી એટલે તેઓ

પણ સરહિંદ શરીફ ગયા અને હઝરત શૈખ અબ્દુલ અહદ 'વહદત'ની ખિદમતમાં હાજર થયા. અને આપની સોહબતથી ફૈઝ હાસિલ કર્યો.

- કેટલોક સમય ત્યાં થોભ્યા પછી ફરી પાછા આપ કાશમીર આવી ગયા.
- બે વરસ પછી ફરી પાછા સરહિન્દ શરીફ ગયા અને ત્યાંથી પોતાના પીરો મુરશિદની સાથે શાહજહાંબાદ (દિલ્હી) ગયા.
- ત્યાં બે વરસ પછી પીરો–મુરશિદ હઝરત અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ થઈ ગયો.
- શયખ અબ્દુર્રશીદ પીરો–મુરશિદના જનાઝહ સાથે સરહિન્દ શરીફ ગયા અને ત્યાં દફન થયા બાદ ફરી પાછા કાશમીર આવી ગયા.
- અહીં આપ રાહે હકના તાલિબોની રહબરી અને રહનુમાઈમાં મશગૂલ થઈ ગયા.
- તે પછી આપ સખત બીમાર થયા છતાં હજના માટે રવાના થઈ ગયા.
- થોડો વખત દિલ્હી અને સરહિન્દ શરીફમાં થોભીને મુલતાનના રસ્તે મક્કા મુઅઝઝમા પહોંચીને હજ અદા કરી.
- આ સફરમાં પણ આપે રાહે સુલૂકના તાલિબોની રૂહાની તરસને તૃપ્ત કરી અને ફરી પાછા હિન્દુસ્તાન આવવા રવાના થયા.
- શાહજહાંબાદ (દિલ્હી) પહોંચીને આપની બીમારી ખૂબ વધી ગઈ અને શબે મેઅરાજમાં ૨૭ મી રજબ, ૧૧૫૫ હિજરીસનમાં ઈન્તિકાલ ફરમાવ્યો.
- આપને દિલ્હીમાં જ દફન કરવામાં આવ્યા.
- આપના મઝારનું સ્થળ ઉપર જણાવ્યું છે.


مرقد
حضرت مولانا شاہ رفیع الدین محدث دہلوی
ابن
حجۃ الاسلام حضرت مولانا امام شاہ ولی اللہ محدث دہلوی
وفات
۱۲۳۳ھ (بزمانہ اکبر شاہ ثانی)
بعمر ۷۰ سال رحلت یافت
علی محمد شیر میوات
(متولی درگاہ ہٰذا)

# સાતમો વિભાગ

# મેંહદીઓના કબ્રસ્તાનમાં આવેલા મુબારક મઝારો

**સ્થળ** : મેંહદીઓનું કબ્રસ્તાન, મૌલાના આઝાદ કોલેજ અને અરુણ હોસ્પીટલની પાછળ, દિલ્હી – ૨

[૧] New Pin Code : 110002

## હઝરત શાહ અબ્દુર્રહીમ દહેલવી રહિમહુલ્લાહ

- હઝરત શાહ અબ્દુર્રહીમ દહેલવી રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબનું નામ હઝરત વજીહુદ્દીન શહીદ રહમતુલ્લાહિ અલયહિ હતું.
- આપનો શજરએ નસબ ૩૨ વાસ્તાથી હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુને જઈને મળે છે એટલે આપ ફારૂકી હતા.
- આપે જાહિરી ઈલ્મનું શિક્ષણ હઝરત મૌલાના મીર મુહમ્મદ ઝાહિદ હરવી રહમતુલ્લાહિ અલયહિથી મેળવ્યું હતું.

**રૂહાની ફૈઝ**

હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની કિતાબ ‘અલ ઈન્તિબાહ ફી સલાસિલે ઔલિયા અલ્લાહ’માં લખ્યું છે કે :

“આ ફકીરને (મને) સુહબત, બયઅત, તલકીને અશગાલ તેમજ ઈજાઝત (ખિલાફત) અને ખિર્કહ મારા વાલિદ તરફથી મળેલાં છે જેમનું નામ શેખ અબ્દુર્રહીમ કુદિસ સિર્રુહૂ છે.

હઝરત વાલિદને તરીકતના મશાઈખમાંથી ચાર શખ્સોથી (ફૈઝ

અને નિસબત) મળેલાં છે :

(૧) સય્યિદ અબ્દુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત આદમ બિન્નોરી રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા અને હઝરત આદમ બિન્નોરી રહમતુલ્લાહિ અલયહિ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.

(૨) હઝરત અબૂલ કાસિમ અકબરાબાદી રહમતુલ્લાહિ અલયહિ

(૩) હઝરત ખ્વાજા ખુર્દ રહમતુલ્લાહિ અલયહિ

- આપનું નામ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ રહિમહુલ્લાહુ હતું.
- આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના નાના સાહબઝાહદ હતા.
- આપ આપના વાલિદના ખલીફા હઝરત ખ્વાજા હિશામુદ્દીન અહમદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.

(૪) મીર અબૂલ અલીના પુત્ર મીર નૂરુલ અલી રહમતુલ્લાહિ અલયહિ

## ચિશ્તી નિસબત

હઝરત શાહ અબ્દુર્રહીમ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન (ચિશ્તી રહિમહુલ્લાહુ)ને મેં જોયા કે :

ઘરમાં બેઠાં છે. અને એક ચિરાગ રોશન છે. પરંતુ તે ચિરાગની બત્તી (દિવેટ)ને હલાવવાની જરૂરત હતી કે જેથી તેઝ થઈને રોશની ફેલાવી શકે.

તેમણે મને એ ખિદમત સોંપી. એટલે મેં એ પ્રમાણે કર્યું. તે પછી તેમણે પોતાની ખાસ નિસબત મને ઈનાયત ફરમાવી.

['અનફાસુલ આરિફીન', ઉર્દૂ, પાનું : ૯૯,
લેખક : હઝરત શાહ વલીયુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ]

## હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની આપ પર શફકત

હઝરત શાહ વલીયુલ્લાહ રહિમહુલ્લાહુએ પોતાના રિસાલહ 'હિર્ઝે ષમીન ફી મુબશ્શિરાતિન્નબિય્યિલ અમીન'માં લખ્યું છે કે :

મને મારા વાલિદ બુઝુર્ગવાર હઝરત શાહ અબ્દુર્રહીમ રહમતુલ્લાહિ અલયહિએ ઈરશાદ ફરમાવ્યો કે :

- હું રમઝાનુલ મુબારકમાં સફરમાં હતો.
- ઘણી સખત ગરમીના કારણે તકલીફ થતી હતી.
- એ જ હાલતમાં ઊંઘ આવી ગઈ.
- મેં ખ્વાબમાં હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત કરી.
- આપે મને ખૂબ જ લઝીઝ (સ્વાદિષ્ટ) ઝરદો ઈનાયત ફરમાવ્યો જેમાં ચાવલ, ખાંડ, ઝાફરાન (કેસર) અને ઘીનું પ્રમાણ ઘણું વધારે હતું.
- મેં બરાબર પેટ ભરીને એ ઝરદો ખાધો.
- તે પછી આપ સલ્લલ્લલાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે મને પાણી ઈનાયત ફરમાવ્યું, જે મેં પેટ ભરીને પીધું.
- એનાથી મારી ભૂખ અને તરસ મટી ગઈ.
- જયારે (ખ્વાબમાંથી) મારી આંખો ખુલી (હું જાગ્યો) ત્યારે મારા હાથોમાંથી ઝાફરાન (કેસર)ની ખૂશબૂ આવતી હતી.

['સીરતુન્નબી બઅદ અઝ વફાતુન્નબી (સ.)', બનાવ નં. ૨૧૮]

## હઝરત શાહ વલીયુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિને આપે બતાવેલું દુરૂદ શરીફ

હઝરત શાહ વલીયુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ 'હિર્ઝે ષમીન'માં નંબર : ૧૩ માં લખ્યું છે :

મને મારા વાલિદ સાહબે આ શબ્દોની સાથે દુરૂદ શરીફ પઢવાનો હુકમ આપ્યો હતો :

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી વ બારિક વ સલ્લિમ.'**

જે કંઈ પણ (અમારા) આ ખાનદાનને હાસિલ થયું તે આ દુરૂદ શરીફની બરકતથી જ હાસિલ થયું.

## આપ રહમતુલ્લાહિ અલયહિના મઅમૂલાત

હઝરત શાહ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ :

- દરરોજ ૧૦૦૦ (એક હઝાર) વખત દુરૂદ શરીફ પઢતા હતા.
- દરરોજ ૧૦૦૦ (એક હઝાર) વખત **'<u>નફી ઈસ્બાત</u>'**નો (ઝિક્ર) કરતા હતા.
  [તસવ્વુફની પરિભાષામાં **'લા ઈલા–હ ઈલ્લલ્લાહ'**ને 'નફી ઈસ્બાત' કહે છે.]
- દરરોજ ૧૨૦૦૦ (બાર હઝાર) વખત 'ઈસ્મે ઝાત'નો ઝિક્ર કરતા હતા.
  ['અલ્લાહ' નામને ઈસ્મે ઝાત કહે છે.]

['તારીખે દઅવત વ અઝીમત', જિલ્દ : ૫, પાનું : ૮૭
લેખક : હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન અલી નદવી રહ.)

## આપનો બુલંદ મકામ અને ઈલ્મી તથા રૂહાની ફૈઝ

- શાહ અબ્દુર્રહીમ સાહબ 'ફતાવા આલમગીરી'નું સંપાદન કરનારી ઉલમાની જમાઅતમાં શામિલ હતા, જે મુલ્કના ટોચના ફિકહે હનફીના આલિમ અને સાહિબે નઝર અને સાહિબે દર્સ ફકીહ (મુફતીઓ) હતા.
- સુલતાન ઔરંગઝૈબ આલમગીરે આ કામ માટે બે લાખ રૂપિયા ખર્ચ

કર્યા. (આ ઝમાનામાં એ કરોડો રૂપિયા થાય.)

['તારીખે દઅવત વ અઝીમત', ૫ / ૮૪]

- શાહ અબ્દુર્રહીમ સાહબ અમીરો અને રઈસોના ઘરો પર જતા ન હતા. એ દરવાઝાને બિલકુલ બંધ કરી રાખ્યો હતો. હાં, જો એ તબ્કાના લોકો પોતે ઝિયારતના માટે આવતા તો આપ ઘણાં હસતા ચહેરે અને અખ્લાકથી વર્તન કરતા.
- હર હાલતમાં આપ સુન્નતની ઈત્તિબાઅ (અનુસરણ) કરતા હતા.
- ઈસ્તિકામતની વાત આ છે કે આખી ઝિન્દગી, કદી ઉઝર વગર, આપની જમાઅત ફૌત નથી થઈ.
- ગયરત અને શુજાઅત એમને ખાનદાની વારસામાં મળી હતી.
- આપ તિબ્બ (તબીબી વિદ્યા)માં પણ ઊંડું જ્ઞાન ધરાવતા હતા.

['તારીખે દઅવત વ અઝીમત', ૫ / ૮૬, ૮૭]

- આપ કશ્ફ અને કરામતવાળા બુઝુર્ગ હતા. આપના કશ્ફો અને કરામતોના અસંખ્ય બનાવો છે પરંતુ જગાના અભાવે અહીં લખવા શકય નથી.
- લોકોને ઈલ્મી અને રૂહાની ફૈઝ પહોંચાડવામાં આપ હંમેશા સતત મશગૂલ અને મસરૂફ રહેતા હતા.
- હઝારો લોકોએ આપથી ઈલ્મી અને રૂહાની ફૈઝ મેળવ્યો.

## શાદી અને સંતાન

### પહેલાં નિકાહ

- શાહ અબ્દુર્રહીમ સાહબના પહેલાં નિકાહ આપના વાલિદની ઝિન્દગીમાં થયા હતા.
- પહેલી બીવીથી સલાહુદ્દીન નામના એક સાહબઝાદહ પૈદા થયા હતા જે યુવાનીમાં વફાત પામ્યા હતા.

● પહેલી બીવી લાંબા સમય સુધી હયાત રહી અને હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની શાદી બાદ હિજરીસન ૧૧૨૮ અથવા ૧૧૨૯ માં વફાત પામી.

**બીજા નિકાહ**

● બીજા નિકાહ મોટી ઉંમરે, કેટલીક બશારતો અને ગૈબી ઈશારાઓના કારણે શયખ મુહમ્મદ ફુલતી સિદીકીની સાહબઝાદી સાથે થયા.
● બીજી બીવીથી બે સાહબઝાદહ પૈદા થયા :
(૧) શાહ વલીયુલ્લાહ અને (૨) શાહ અહલુલ્લાહ.

**વફાત અને મુબારક મઝાર**

● ૧૨, સફર, ૧૧૩૧ હિજરીસનમાં બુધવારના દિવસે આપનો ઈન્તિકાલ થયો. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**
● બાદશાહ ફર્રૂખ સિયરની હુકૂમતનો આખરી દૌર હતો.
● ઈન્તિકાલ વખતે આપની મુબારક ઉંમર ૭૭ (સિત્તોતેર) વરસ હતી.
● આપનો મુબારક મઝાર દિલ્હી-૨ માં, અરુણ હોસ્પીટલની પાછળ, મેંહદીઓના કબ્રસ્તાનમાં છે. આપની ઔલાદના અને ખાનદાનના બીજા અનેક મુબારક મઝારો, એ જ કબ્રસ્તાનમાં, નજીક-નજીક આવેલા છે.
● કબ્રસ્તાનની ઉત્તર દિશામાં, મસ્જિદ છે.

**[૨]**

## હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી (રહ.)

**જન્મ**

● શાહ સાહબનો જન્મ બુધવારના દિવસે ૪ (ચાર) શવ્વાલ, ૧૧૧૪

હિજરીસનમાં સૂર્યોદય વખતે પોતાના મોસાળ કસ્બો : ફુલત, જિલ્લો : મુઝફફરનગર (યૂ.પી.)માં થયો.

- આપની જન્મની તારીખ 'અઝીમુદ્દીન'થી નીકળે છે.
- શાહ સાહબના જન્મ વખતે આપના વાલિદ સાહબ શાહ અબ્દુર્રહીમ સાહબની ઉંમર ૬૦ (સાંઠ) વરસની હતી.
- તેમને આ મુબારક ફરઝંદના જન્મથી પહેલાં ઘણી બશારતો નઝર આવી હતી.
- તેમણે ૬૦ (સાંઠ) વરસની ઉંમરે પહેલી બીવીની હયાતીમાં, જે શયખ સલાહુદ્દીનની વાલિદહ હતી, શાદીનો ઈરાદો કર્યો.
- એમાં ગૈબી ઈશારાઓ અને બશારતોનો દખલ હતો.
- જયારે શયખ મુહમ્મદ ફુલતીને જાણ થઈ તો તેમણે પોતાની સાહબઝાદી, ફખ્રુન્નિસાઅને આપના નિકાહમાં આપવાનો ફેસલો કર્યો. અને ૧૧૧૪ હિજરીસનની શરૂઆતમાં આ મુબારક નિકાહ થઈ ગયા.
- શાહ સાહબના વાલિદહ ફખ્રુન્નિસાઅ :
  - તફસીર અને હદીષ શરીફ જેવા શરઈ ઉલૂમની આલિમા હતી.
  - તરીકતના આદાબથી આભૂષિત હતી.
  - અસરારે હકીકતની મઅરિફત ધરાવનારી હતી.

## જન્મ પહેલાં બશારત

- શાહ સાહબના જન્મથી પહેલાં એમના વાલિદે ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી રહમતુલ્લાહિ અલયહિની ખ્વાબમાં ઝિયારત કરી.
- તેમણે ફરઝંદની બશારત આપી અને ફરમાવ્યું કે :

એ (ફરઝંદ)નું નામ મારા નામ પર 'કુત્બુદ્દીન અહમદ' રાખજો.

- શાહ સાહબ સાત વરસના હતા ત્યારે વાલિદ સાહબની સાથે

તહજજુદમાં શરીક થયા અને દુઆ કરતી વખતે વાલિદ અને વાલિદહ બન્નેના હાથોમાં પોતાના હાથ આપ્યા.

['તારીખે દઅવત વ અઝીમત', ૫ / ૯૭, ૯૮]

- હઝરત શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પૈદાઈશી વલી હતા.

આપ ફરમાવતા હતા કે :

"જયારે હું મારી વાલિદહ (માતા)ના પેટમાં હતો ત્યારે તે જે દવા લેતી હતી તેનો સ્વાદ મને આજ સુધી યાદ છે !"

['અહસનુત્તકવીમ' (ગુજરાતી અનુવાદ) પાનું : ૧૨]

## તઅલીમ

- શાહ સાહબે ફકત ૭ (સાત) વરસની નાની ઉંમરમાં જ કુર્આન મજીદ હિફઝ કરી લીધું. અને ફારસી કિતાબો અને અરબીના સારાંશ પઢવા શરૂ કર્યા.
- ૧૫ (પંદર) વરસની ઉંમરે હિન્દુસ્તાનમાં પ્રચલિત અભ્યાસક્રમથી ફારિગ થઈ ગયા.
- વાલિદ માજિદ શાહ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ એની ખૂશીમાં ઘણી મોટી દઅવત કરી, મોટા જથ્થામાં ભોજન તૈયાર કરાવ્યું જેમાં ખાસ અને આમ લોકો શરીક થયા.
- હઝરત શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

"ખુદાનું એક મોટું ઈન્આમ આ થયું કે વાલિદ સાહબના દર્સે કુર્આનમાં કેટલીયે વખત શરીક થયો, જેનાથી કુર્આન શરીફના અર્થનો એક દરવાજો ખુલી ગયો !"

['તારીખે દઅવત વ અઝીમત', ૫ / ૯૯]

## બયઅત, ઈજાઝત અને ખિલાફત

- શાહ સાહબ પોતાના વાલિદ સાહબથી જ ૧૪ (ચૌદ) વરસની

ઉંમરે બયઅત કરી અને સૂફીઓના અશગાલ, ખાસ કરીને નકશબંદિય્યહ મશાઈખના અશગાલમાં મશગૂલ થયા, અને તવજજુહ તેમજ તલકીન હાસિલ કરી.

- વાલિદ સાહબે તરીકતના આદાબનો એક હિસ્સો તઅલીમ કર્યો. અને ખિરકો પહેરાવ્યો.
- શાહ સાહબની ઉંમર ૧૭ (સત્તર) વરસની હતી ત્યારે વાલિદ સાહબ શાહ અબ્દુર્રહીમ સાહબે આ દુનિયાથી વિદાય લીધી.
- વાલિદ સાહબે મોત વખતની બીમારીમાં બયઅત અને ઈરશાદની ઈજાઝત આપી અને વારંવાર ફરમાવ્યું કે :

**'યદહૂ-ક-યદી'** (એનો હાથ મારા હાથ જેવો છે.)

['તારીખે દઅવત વ અઝીમત', ૫ / ૧૦૪]

## પહેલી શાદી અને ઔલાદ

- શાહ વલીયુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ઉંમર ૧૪ (ચૌદ) વરસની હતી ત્યારે આપના વાલિદ સાહબે આપની શાદી આપના મામા શૈખ ઉબૈદુલ્લાહ સિદીકી ફુલતીની સાહબઝાદી સાથે કરી દીધી.
- આ બીવીથી આપના મોટા સાહબઝાદહ શૈખ મુહમ્મદ પૈદા થયા.
- તેમણે આપથી જ તાલીમ મેળવી.
- શાહ સાહબની વફાત બાદ કસ્બા પઠાનહ ચાલ્યા ગયા. અને આખર સુધી ત્યાં જ રહ્યા અને ૧૨૦૮ હિજરીસનમાં વફાત થઈ.
- કસ્બા પઠાનહની જામિઅ મસ્જિદના સહનમાં દફન થયા.
- એમના બે સાહબઝાદાઓ પણ એમની પાસે જ દફન થયેલા છે.

## બીજી શાદી અને ઔલાદ

- પહેલી બીવીના ઈન્તિકાલ બાદ, શાહ સાહબની બીજી શાદી સય્યિદ સનાઉલ્લાહ સોનીપતીની સાહબઝાદી બીબી ઈરાદત સાથે થઈ.

● આ બીવી સાહિબાથી ચાર નામવર સાહબઝાદહ પૈદા થયા :

(૧) હઝરત શાહ અબ્દુલ અઝીઝ (૨) શાહ રફીઉદ્દીન
(૩) શાહ અબ્દુલ કાદિર (૪) શાહ અબ્દુલ ગની

● આ બીવી સાહિબાથી જ એક સાહબઝાદી અમતુલ અઝીઝ પણ પૈદા થઈ, જેની શાદી મૌલવી મુહમ્મદ ફાઈક ઈબ્ને મૌલાના મુહમ્મદ આશિક ફુલતી સાથે થઈ. તેમની ઔલાદનો સિલસિલો જારી રહ્યો.

['તારીખે દઅવત વ અઝીમત', ૫ / ૧૦૫, ૧૦૬, ૧૦૭]

## હજનો સફર

### હજના સફરની આછી રૂપરેખા

● હજના સફર વખતે હઝરત શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ઉંમર ૩૦ (ત્રીસ) વરસ હતી.
● હજનો આ સફર એક વરસ કરતાં વધારે અરસામાં થયો.
● તે વખતે સૂરત હિન્દુસ્તાનની બંદરગાહ અને મક્કાનો દરવાજો હતો.
● આ સફરની આછી રૂપરેખા નીચે પ્રમાણે છે :

- હિજરીસન ૧૧૪૩ માં હરમૈન શરીફૈનની ઝિયારતના શોકનો ગલબહ થયો. સૂરતથી ૪૫ (પિસ્તાલીસ) દિવસે જિદ્દહ પહોંચ્યા અને ૧૫ (પંદર) ઝીકઅદહના દિવસે મક્કા મુઅઝઝમામાં દાખલ થયા.
- હિજરીસન ૧૧૪૩ ના આખરમાં (ઝીલહિજજહ)માં હજથી મુશર્રફ થયા.
- હિજરીસન ૧૧૪૪ સુધી બૈતુલ્લાહની મુજાવરત (ખિદમત) કરી અને મદીનહ મુનવ્વરહની ઝિયારતથી મુશર્રફ થયા.
- હિજરીસન ૧૧૪૪ ના અંતમાં ફરી પાછા હજના મનાસિક (અરકાન) અદા કર્યા.

– હિજરીસન ૧૧૪૫ ની શરૂઆતમાં હિન્દુસ્તાન આવવા માટે રવાના થયા અને ૧૦, રજબ, ૧૧૪૫ હિજરીસનમાં જુમ્અહના દિવસે દિલ્હી પહોંચ્યા.

['તારીખે દઅવત વ અઝીમત', ૫ / ૧૦૭, ૧૦૮, ૧૦૯]

**તરબિયત અને બશારતે નબી (સલ.)**

હઝરત શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની કિતાબ 'ફુયૂઝુલ હરમૈન'માં પોતે લખ્યું છે કે :

"મને હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે પોતે સુલૂકનો રસ્તો તય કરાવ્યો અને પોતાના મુબારક હાથે મારી તરબિયત ફરમાવી, એટલે હું આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમનો ઉવૈસી છું અને વાસ્તા વગર આપનો શાગિર્દ છું."

['સીરતુન્નબી બઅદ અઝ વિસાલુન્નબી (સ.) બનાવ નં. : ૨૨૦]

**બશારત**

મદીનહ તય્યિબહમાં કિયામ (રહેવા)ના સમયે આ બશારતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ હાસિલ થઈ :

"ખુદાનો ઈરાદો થઈ ચુકયો છે કે તમારા ઝરીઆથી ઉમ્મતે મરહૂમહની એક ખાસ શીરાઝાબંદી (એકતા) થાય."

['તારીખે દઅવત વ અઝીમત', ૫ / ૧૧૪]

**શાહ સાહબના હરમૈન શરીફૈનના શૈખો અને ઉસ્તાદો**

- આપના ખાસ શૈખ, મુહસિન અને મહબૂબ ઉસ્તાદ શૈખ અબૂ તાહિર મુહમ્મદ બિન ઈબ્રાહીમ અલ કુર્દી અલ મદની છે. આપ મહાન મુહદ્દિષ હોવા ઉપરાંત સૂફીઓના મોટા અકીદતમંદ હતા.

- શાહ સાહબના બીજા શૈખ જેમનાથી આપને ઈજાઝત મળી, શૈખ તાજુદ્દીન કલ્અી હનફી, મક્કા મુઅઝઝમાના મુફતી હતા.
- હાફિઝે હદીષ શરીફ અને જામિઈ કમાલાત શૈખ મુહમ્મદ બિન સુલૈમાન અલ મગરિબીએ પણ ઈજાઝત હાસિલ કરી.
- આ ઉપરાંત બીજા અનેક મહાન શૈખો અને ઉસ્તાદોથી આપે ફૈઝ અને ઈજાઝત હાસિલ કરી.

## હઝરત શાહ સાહબનો હદીષ શરીફનો દર્સ

- હિજાઝથી વાપસ આવીને શાહ સાહબે પોતાના વાલિદ સાહબના 'મદ્રસહ રહીમિય્યહ'માં દર્સ આપવાનો શરૂ કર્યો.
- એ મદ્રસહ જુની દિલ્હીમાં મહેંદીયોના મહોલ્લામાં હતો જયાં અત્યારે આપનો અને આપના ખાનદાનવાળાઓના મઝારો છે.
- થોડાં જ દિવસોમાં નજીક અને દૂરના તલબહ (વિદ્યાર્થીઓ) આકર્ષાઈ આકર્ષાઈને આવવા લાગ્યા એટલે એ જગા અપૂરતી સાબિત થઈ.
- બાદશાહ મુહમ્મદ શાહે શહેરમાં એક આલીશાન મકાન આપીને ત્યાં બોલાવી લીધા અને આપ ત્યાં દર્સ આપવા માંડયા.
- તે ઝમાનામાં એ મોટો દારુલ ઉલૂમ માનવામાં આવતો હતો.

## હઝરત શાહ સાહબની કેટલીક ખસલતો (આદતો) અને મઅમૂલ (નિયમ)

- આપની યાદશકિત ખૂબ જ તેઝ અને બળવાન હતી.
- આપ ઈશરાક બાદથી બપોર સુધી એવી રીતે બેસતા કે :

  – ન ઝાનૂ બદલતા !

  – ન ખંજવાળતા !

  – ન થૂંકતા !
- આપે દરેક ફન (વિદ્યા, કળા) માટે, અલગ આદમીઓ તૈયાર કર્યા

હતા. તે ફનના તાલિબ (વિદ્યાર્થી)ને, તે ફનના આદમીને સોંપી દેતા હતા.

- બીમાર ઘણાં ઓછા થતા હતા.
- આપ તિબ્બ (તબીબી વિદ્યા) જાણતા હતા અને એની કિતાબોનો અભ્યાસ પણ કરતા હતા પરંતુ બીમારોનો ઈલાજ કરતા ન હતા.
- આપના સ્વભાવમાં બચપનથી નઝાફત અને લતાફત (સંવેદનશીલતા) હતી.

## વફાત

- હઝરત શાહ સાહબની વફાત ૨૯, મુહર્રમ, ૧૧૭૬ હિજરીસનમાં થઈ.
- વફાત વખતે આપની મુબારક ઉંમર ૬૧ (એકસઠ) વરસ, અને ૪ (ચાર) મહિના હતી.
- આપને મહેંદીઓના કબ્રસ્તાનમાં આપના વાલિદ સાહબના મુબારક મઝારની પાસે દફન કરવામાં આવ્યા.

## આપની કિતાબો

- હઝરત સય્યિદ મૌલાના અબૂલ હસન અલી નદવી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર કિતાબ 'તારીખે દઅવત વ અઝીમત'ના પાંચમાં હિસ્સામાં હઝરત શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ૫૩ (તેપ્પન) કિતાબોનો પરિચય લખ્યો છે.
- જગાના અભાવે અહીં લખવું શકય નથી.

## હઝરત શાહ સાહબ અને હઝરત મુજદ્દિદ સાહબ વચ્ચે અજીબ મળતાપણું, સામ્યતા

- હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ચાર મહાન ફરઝંદો કમાલના દરજજે પહોંચ્યા :

(૧) ખ્વાજા મુહમ્મદ સાદિક (૨) ખ્વાજા મુહમ્મદ સઈદ
(૩) ખ્વાજા મુહમ્મદ માસૂમ (૪) ખ્વાજા મુહમ્મદ યહ્યા.

● હઝરત શાહ સાહબના પણ ચાર મહાન ફરઝંદો કમાલના દરજજે પહોંચ્યા :

(૧)શાહ અબ્દુલ અઝીઝ (૨) શાહ રફીયુદ્દીન
(૩) શાહ અબ્દુલ કાદિર (૪) શાહ અબ્દુલ ગની.

[૩]

## હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિષે દહેલવી (રહ.)

**ખાનદાન**

● આપના ખાનદાન અને વાલિદ બુઝુર્ગવાર હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી (રહ.)નો પરિચય નંબર : ૨ માં આવી ગયો છે.

● અહીં આ કહેવું કાફી છે કે આપનું ખાનદાન ઈલ્મે હદીષ શરીફ અને ફિકહના માટે મશહૂર હતું.

**જન્મ અને નામ**

● આપનો જન્મ ૧૧૫૯ હિજરીસનમાં થયો હતો.

● આપનું નામ અબ્દુલ અઝીઝ છે. આપનું તારીખી નામ ગુલામ હલીમ છે.

**તાલીમ અને તરબિયત**

● આપની તાલીમ અને તરબિયત આપના વાલિદ સાહબે પોતે ફરમાવી.

● આપે પોતાના વાલિદ સાહબથી જાહિરી અને બાતિની તમામ ઉલૂમ પઢયા.

**બયઅત અને ખિલાફત**

આપે પોતાના વાલિદ સાહબથી જ બયઅત થઈને રૂહાની ફૈઝ મેળવ્યો અને કામિલ થઈ આપની ખિલાફતથી મુશર્રફ થયા.

## વાલિદનો ઈન્તિકાલ

- આપની ઉંમર જયારે ૧૬ (સોળ) વરસની થઈ ત્યારે આપના વાલિદ માજિદ હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ થયો.
- વાલિદ માજિદના ઈન્તિકાલ બાદ, આપ આપના જાનશીન થયા અને રુશ્દ વ હિદાયત તથા તાલીમ અને તલકીન ફરમાવવા લાગ્યા.
- હઝારો લોકોએ આપથી ઝાહિરી અને બાતિની ઈલ્મ મેળવીને આપની સનદ હાસિલ કરી, જેમાં મહાન આલિમો અને ફાઝિલો પણ હતા.
- આપની સનદ ફખ્ર લાયક સમજવામાં આવતી હતી.

## આપના બે મશહૂર ખલીફાઓ

આપના અનેક મહાન ખલીફાઓમાંથી ફકત બે નામો અહીં લખ્યા છે :

(૧) હઝરત સય્યિદ મૌલાના અહમદ સાહબ બરેલવી શહીદ (રહ.)
(૨) હઝરત મૌલાના સલામતુલ્લાહ સાહબ કાનપૂરી રહિમહુલ્લાહ.

## આપના મશહૂર શાગિર્દો

આપના સેંકડો શાગિર્દોમાંથી કેટલાક મહાન અને મશહૂર શાગિર્દો નીચે પ્રમાણે છે :

(૧) આપના ભાઈ મૌલાના શાહ રફીઉદ્દીન સાહબ રહિમહુલ્લાહ
(૨) આપના નવાસા શાહ મુહમ્મદ ઈસ્હાક મુહદ્દિષે દહેલવી (રહ.)
(૩) મુફ્તી સદરુદ્દીન સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિ
(૪) મૌલાના રશીદુદ્દીન ખાન દહેલવી રહમતુલ્લાહિ અલયહિ

(૫)હઝરત શાહ ગુલામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ
(૬)આપના દામાદ મૌલવી અબ્દુલ હય રહમતુલ્લાહિ અલયહિ
(૭)આપના હકીકી ભત્રીજા મૌલવી મુહમ્મદ ઈસ્માઈલ શહીદ (રહ.)
(૮)મૌલાના મીર મહબૂબઅલી દહેલવી રહમતુલ્લાહિ અલયહિ
(૯)મૌલાના હસન અલી લખનવી રહમતુલ્લાહિ અલયહિ...વગેરે.

## શાદી અને ઔલાદ

- આપની શાદી થઈ હતી પરંતુ આપની ફકત ૩ (ત્રણ) દીકરીઓ જ હતી. એક પણ દીકરો ન હતો.
- આપે ત્રણે દીકરીઓની શાદીઓ કરી હતી.
- આપની ત્રણે દીકરીઓનો ઈન્તિકાલ આપની હયાતીમાં થયો હતો.

## બીમારી અને ઈન્તિકાલ

- ઈન્તિકાલના થોડાં અરસા પહેલાં આપ સખત બીમાર થઈ ગયા.
- આપ હફતામાં બે દિવસ વઅઝ ફરમાવતા હતા. આ સખત બીમારીમાં કમજોરીના કારણે ઊભા પણ રહી શકતા ન હતા છતાં બે માણસના સહારે ઊભા થઈ આપે વઅઝ ફરમાવી.
- આપ ઝિંદગીમાં તદન સાદો પોષાક પહેરતા હતા.
- આપે વસિય્યત ફરમાવી કે મારું કફન પણ સાદા કપડાંનું હોય.
- જનાઝહની નમાઝ માટે આપે વસિય્યત ફરમાવી કે મારી જનાઝહની નમાઝ શહેરની બહાર પઢવામાં આવે.

## ઈન્તિકાલ અને મઝાર

- હિજરીસન ૧૨૩૯ ના શવ્વાલ મહિનામાં ૮૦ (એંસી) વરસની ઉંમરે આપનો ઈન્તિકાલ થયો.
- આપની વસિય્યત પ્રમાણે જનાઝહની નમાઝ શહેરની બહાર પઢવામાં આવી.

● જનાઝહમાં એટલા બેશુમાર લોકો આવ્યા હતા કે આપની જનાઝહની નમાઝ ૫૫ (પંચાવન) વખત પઢવામાં આવી !

['દિલ્લીકે બાઈસ ખ્વાજા' રહિમહુલ્લાહ, પાનું : ૨૫૫]

● આપનો મુબારક મઝાર, દિલ્હીમાં મેંહદીઓના કબ્રસ્તાનમાં, આપના વાલિદ હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝારની બાજુમાં છે.

[વધુ વિગતો માટે વાંચો : 'દિલ્લીકે બાઈસ ખ્વાજા', બાબ : ૨૧ 'રાહનુમાએ મઝારાતે દેહલી', ક્રમ : ૧૫૨, પાનું : ૨૪૧]

### આપની કિતાબો

કુરઆન મજીદની આપની મશહૂર તફસીર 'ફત્હુલ અઝીઝ' અર્થાત તફસીરે અઝીઝી ઉપરાંત બીજી અનેક કિતાબો આપે લખી હતી.

### આપના મહાન તજદીદી (નવીનીકરણ)ના કામો

આપના તજદીદી (નવીનીકરણ)ના કારનામાઓને મુખ્ય પાંચ વિભાગોમાં વહેંચી શકાય છે :

(૧) કુરઆન મજીદની તાલીમ, પ્રચાર અને પ્રસારના કામો
(૨) હદીષ શરીફના પ્રચાર અને પ્રસારની મહાન ખિદમતો
(૩) રાફઝીઓ અને શીઆઓના ફિતનાનો મુકાબલો
(૪) જિહાદ ફી સબીલિલ્લાહને પુનર્જીવત કરવું
(૫) દઅવત અને ઈસ્લાહના કામોને અંજામ આપી શકે તેવા શખ્સોની તરબિયત.

[૪]

## હઝરત શાહ રફીયુદ્દીન મુહદ્દિષે દહેલવી (રહ.)

● આપ હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ

અલયહિના બીજા નંબરના સાહબઝાદહ હતા.

- આપે હદીષ શરીફની સનદ પોતાના વાલિદે મુકર્રમ અને તેમના ખલીફા હઝરત શાહ મુહમ્મદ આશિક રહિમહુલ્લાહુથી મેળવી હતી.
- આપ ઈલ્મ અને તકવામાં પોતાના મુહતરમ વાલિદ સાહબ અને મોટા ભાઈ શાહ અબ્દુલ અઝીઝ રહિમહુલ્લાહુના કદમ—બ—કદમ હતા.
- આપના મોટા ભાઈ હઝરત શાહ અબ્દુલ અઝીઝ બીમાર થયા તો તેમનું શિક્ષણ કામ આપે જ સંભાળી લીધું હતું.
- આપ આખરી ઉંમર સુધી દીનની ખિદમતમાં મશગૂલ રહ્યા.

### વફાત અને મઝાર શરીફ

- આપે અકબર શાહ ષાની બાદશાહની હુકૂમતના ઝમાનામાં ૧૨૩૩ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૮૧૭ યા ૧૮ માં, ૭૦ (સિત્તેર) વરસની ઉંમરે ઈન્તિકાલ ફરમાવ્યો.
- આપનો મુબારક મઝાર પણ મેંહદીઓના કબ્રસ્તાનમાં આપના વાલિદ સાહબના મઝારે મુબારકના પગ તરફ છે.

[૫]

## હઝરત શાહ અબ્દુલ કાદિર રહમતુલ્લાહિ અલયહિ

### જન્મ

- આપ હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના ત્રીજા સાહબઝાદહ હતા.
- આપનો જન્મ ૧૧૬૭ હિજરીસનમાં થયો હતો.

### જાહિરી અને બાતિની ઈલ્મ

- પ્રાથમિક શિક્ષણ આપે પોતાના માનનીય વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી મેળવ્યું.

- વાલિદ રહિમહુલ્લાહુના ઈન્તિકાલ બાદ બાકી ઉલૂમ આપે પોતાના મોટા ભાઈ હઝરત શાહ અબ્દુલ અઝીઝ રહિમહુલ્લાહુથી મેળવ્યો.
- તરીકતની તાલીમ આપે હઝરત શાહ અબ્દુલ અદલ દહેલવી રહિમહુલ્લાહુથી મેળવી, જેઓ મુજદ્દિદી ખાનદાનના ચોથા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- હઝરત ખ્વાજા અબ્દુલ અદલ રહમતુલ્લાહિ અલયહિ ઘણાં મોટા બુઝુર્ગ અને બાખુદા કામિલ વલી હતા. આપનો મુબારક મઝાર દિલ્હીમાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના કબ્રસ્તાનમાં, હઝરત ખ્વાજા હિસામુદીન અહમદ રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝારની નજીક છે.
- આપની સુહબત અને બાતિની ફૈઝથી હઝરત શાહ અબ્દુલ કાદિર રહમતુલ્લાહિ અલયહિ ઈલ્મ અને અમલ, ઝોહદ અને તવાઝુઅ, તરીકત અને સુલૂકમાં ઘણાં ઊંચા સ્થાને પહોંચી ગયા. અને હઝારો લોકોએ આપથી પણ જાહિરી અને બાતિની ફૈઝ મેળવ્યો.

## દર્સ અને તદરીસ

- હઝરત શાહ અબ્દુલ કાદિર રહમતુલ્લાહિ અલયહિ દિલ્હીની અકબરાબાદી મસ્જિદમાં રહેતા હતા અને દર્સ તેમજ ઈફાદહમાં મશગૂલ રહેતા હતા.
- અનેક પ્રખ્યાત મહાન આલિમો અને બુઝુર્ગોએ આપથી જાહિરી અને બાતિની ઈલ્મ મેળવ્યો હતો.

## હિન્દુસ્તાની ઝબાનમાં કુર્આને કરીમના તર્જુમહ અને તફસીરનું મહાન કામ અલ્લાહ તઆલાએ આપથી કરાવ્યું

- શાહ અબ્દુલ કાદિર રહમતુલ્લાહિ અલયહિએ આ તર્જુમહ લખવા

પહેલાં ખ્વાબ જોયો કે :

આપના પર કુર્આન મજીદ નાઝિલ થયું !

● આ ખ્વાબ આપે પોતાના મોટા ભાઈ અને ઉસ્તાદ હઝરત શાહ અબ્દુલ અઝીઝ રહમતુલ્લાહિ અલયહિને બયાન કર્યો.

તેમણે ફરમાવ્યું કે :

''આ સાચો ખ્વાબ છે પરંતુ હવે નબી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ પછી વહી આવવાનો સિલસિલો મોકૂફ થઈ ગયો છે તો એની તઅબીર આ છે કે, અલ્લાહ તઆલા તમારાથી કુર્આન મજીદની બેમિસાલ ખિદમત લેશે.''

● આ બશારત આ રીતે પૂરી થઈ કે અલ્લાહ તઆલાએ આપની પાસે હિન્દુસ્તાની ઝબાનમાં તર્જુમહ અને તફસીરનું મહાન કામ કરાવ્યું જે 'મવઝુહુલ કુર્આન' નામથી પ્રગટ થયો.

## આપની વફાત

● આપની વફાત ૧૯, રજબ, ૧૨૩૦ હિજરીસનમાં, બુધવારના દિવસે થઈ.

● આપની વફાત વખતે આપના બે મોટા ભાઈઓ હઝરત શાહ અબ્દુલ અઝીઝ સાહબ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત શાહ રફીયુદ્દીન સાહબ રહમતુલ્લાહિ અલયહિ હયાત હતા.

● કુદરતી રીતે એ બન્ને ભાઈઓને ઘણો સદમો થયો.

તેઓ આપના દફન વખતે કહેતા હતા કે :

''અમે એક ઈન્સાનને નહીં બલકે સરાપાએ ઈલ્મ અને ઈરફાનને દફન કરી રહ્યા છીએ.''

● આપને આપના વાલિદની પાસે દફન કરવામાં આવ્યા.

['તારીખે દઅવત વ અઝીમત', જિલ્દ : ૫, પાનું : ૩૮૭

લેખક : હઝરત સય્યિદ અબૂલ હસન અલી મિયાં નદવી (રહ.)]

**અલ્લાહ તઆલા તરફથી આપનું સન્માન**

દારુલ ઉલૂમ, દેવબંદના માજી મુહતમિમ હકીમુલ ઉમ્મત હઝરત કારી મુહમ્મદ તય્યિબ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :

> ''હઝરત શાહ અબ્દુલ કાદિર સાહબનો જયારે ઈન્તિકાલ થયો અને મહેંદીઓના મશહૂર કબ્રસ્તાનમાં આપના પૂર્વજોની પાસે દફન થયા તો (આપના મોટા ભાઈ) શાહ અબ્દુલ અઝીઝ (મુહદ્દિષ) રહિમહુલ્લાહુએ પોતાનો કશ્ફ બયાન ફરમાવ્યો કે : આજના દિવસે ભાઈ અબ્દુલ કાદિરની તકરીમ (સન્માન)માં દિલ્હીના તમામ કબ્રસ્તાનોથી અઝાબ ઉઠાવી લેવામાં આવ્યો હતો.''

હઝરત કારી મુહમ્મદ તય્યિબ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ આગળ ફરમાવ્યું કે :

> ''આ બનાવ મેં હઝરત અમીર શાહ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિથી સાંભળ્યો.''
> ['આલમે બરઝખકે અહવાલ વ મકામાત', પાનું : ૧૬, ૧૭
> લેખક : હઝરત કારી મુહમ્મદ તય્યિબ સાહબ રહિમહુલ્લાહ]

[૬]

## હઝરત શાહ અબ્દુલ ગની રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત શાહ વલીયુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ચોથા અને સૌથી નાના ફરઝંદ છે.
- આપે હદીષ શરીફ અને તફસીર પોતાના બે મહાન મોટા ભાઈ :

(૧) હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિષ રહિમહુલ્લાહુથી અને
(૨) હઝરત શાહ રફીયુદ્દીન મુહદ્દિષ દહેલવી રહિમહુલ્લાહુથી પઢી.

- આપ શરીઅતની ઈત્તિબાઅ (અનુસરણ)માં બેનઝીર (અજોડ) અને રીત–ભાત, પોશાક અને અખ્લાકમાં પોતાના મુહતરમ વાલિદ સાહબ શાહ વલીયુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિથી સમાનતા ધરાવતા હતા.

## વફાત

અકબરશાહ બીજા (ષાની)ની હુકૂમતમાં હિજરીસન ૧૨૩૭ માં ૫૭ (સત્તાવન) વરસની ઉંમરે આપનો ઈન્તિકાલ થયો.

## મઝાર શરીફ

આપ રહમતુલ્લાહિ અલયહિનો મઝાર પણ મેંહદીઓના કબ્રસ્તાનમાં આપના ભાઈની પાસે છે.

## અજાયબીએ ઝમાના

હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન અલી નદવી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર કિતાબ 'તારીએ દઅવત વ અઝીમત'ના પાંચમાં ભાગમાં, પાના : ૩૮૭ ઉપર 'અજાઈબાતે ઝમાના' મથાળાથી લખ્યું છે કે :

> ''આ (બાબત) અજાઈબે ઝમાનામાંથી છે કે, શાહ વલીયુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ચાર સાહબઝાદાઓ (આપની બીવી) ઈરાદતખાતૂન બિન્તે સય્યિદ ષનાઉલ્લાહથી (પૈદા થયા) હતા.
>
> એ (ચાર)માંથી :
>
> સૌથી મોટા શાહ અબ્દુલ અઝીઝ સાહબ રહિમહુલ્લાહુ,
> તે પછી (બીજા નંબરે) શાહ રફીઉદ્દીન સાહબ રહિમહુલ્લાહુ,

તે પછી (ત્રીજા નંબરે) શાહ અબ્દુલ કાદિર સાહબ રહમતુલ્લાહિ અલયહિ અને

તે પછી સૌથી નાના શાહ અબ્દુલ ગની સાહબ રહિમહુલ્લાહુ :

[મૌલાના ઈસ્માઈલ શહીદ રહિમહુલ્લાહુના વાલિદ હતા.]

એ ચારમાંથી :

સૌથી પહેલાં શાહ અબ્દુલ ગની સાહબ (સૌથી નાના ફરઝંદની) વફાત થઈ !

તે પછી તેમનાથી મોટા (ત્રીજા નંબરના) શાહ અબ્દુલ કાદિર સાહબની વફાત થઈ,

તે પછી તેમનાથી મોટા (બીજા નંબરના) શાહ રફીઉદ્દીન સાહબની વફાત થઈ, અને

તે પછી સૌથી મોટા શાહ અબ્દુલ અઝીઝ સાહબની વફાત સૌથી છેલ્લે થઈ !

- જન્મના ક્રમ કરતાં ચારેય ભાઈઓની વફાત ઉલટા ક્રમમાં થઈ !
- આ બધાં ભાઈઓ ઈલ્મ અને અમલ તેમજ ફાયદો અને ફૈઝ પહોંચાડવામાં, તે ઝમાનાના ફાઝિલોમાં અનોખા હતા.
- શાહ અબ્દુલ ગની સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદાએ ગિરામી કદ્ર હઝરત મૌલાના ઈસ્માઈલ શહીદ રહમતુલ્લાહિ અલયહિને અલ્લાહ તઆલાએ એવી તૌફીક અતા ફરમાવી કે જેનાથી તેમણે પોતાના વાલિદ માજિદની તરફથી સંપૂર્ણ પૂર્તિ કરી દીધી.

[૭]

## હઝરત શાહ મખ્સૂસલ્લાહ ઈબ્ને હઝરત શાહ રફીયુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત શાહ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ અને હઝરત શાહ વલીયુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હતા.
- આપ ઈલ્મ, અમલ, તકવા અને પરહેઝગારીમાં બે મિસાલ (અજોડ) હતા.
- આપ એક મુદ્દત સુધી તાલીમ આપવામાં મશગૂલ રહ્યા.
- છેવટે ગોશાનશીની (એકાંતવાસ) અપનાવી લીધો.

**મઝાર શરીફ**

આપનો મઝાર પણ દિલ્હીમાં મેંહદીઓના કબ્રસ્તાનમાં, આપના બીજા રિશ્તેદારોની પાસે છે.



# આઠમો વિભાગ

## ઓબેરોય હોટલની અંદર, લાલ બહાદુર શાસ્ત્રી રોડ, નવી દિલ્હી 110003 માં આવેલો મુબારક મઝાર

[૧] New Pin Code : 110003

### હઝરત શૈખ અબૂર્રઝા મુહમ્મદ રહિમહુલ્લાહ

- હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના આપ ચાચા હતા.
- એટલે હઝરત શાહ અબ્દુર્રહીમ દહેલવી રહિમહુલ્લાહુના ભાઈ હતા.
- આપના નસબ (વંશ)ની સાંકળ અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુથી મળે છે.
- હઝરત ઔરંગઝૈબ આલમગીર રહમતુલ્લાહિ અલયહિની હુકૂમતના દૌરમાં હિજરીસન ૧૦૪૬ માં આપનો જન્મ થયો હતો.
- હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના નાના સાહબઝાદહ હઝરત ખ્વાજા ખુર્દ (હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ) રહમતુલ્લાહિ અલયહિના આપ શાગિર્દ હતા.
- બાદશાહ ઔરંગઝૈબ આલમગીર રહમતુલ્લાહિ અલયહિના ઝમાનામાં આપ મોટા મુહદ્દિષ અને મુફસ્સિર ગણાતા હતા.
- આપ આલિમ બા અમલ અને ફાઝિલે અકમલ હતા.
- આપ કશ્ફ અને કરામતવાળા બુઝુર્ગ હતા.
- આપના કશ્ફ અને કરામતના બનાવો હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર કિતાબ

'અનફાસુલ આરિફીન'માં લખેલા છે.

## ઈન્તિકાલ અને મઝારે મુબારક

- ૧૭, મુહર્રમ, ૧૧૦૧ હિજરીસન મુતાબિક ૧૬૫૭ ઈસ્વીસનમાં આપનો ઈન્તિકાલ થયો.
- આપનો મઝાર ઓબેરોય હોટલની અંદર, લાલ બહાદુર શાસ્ત્રી રોડ, દિલ્હી ૧૧૦૦૦૩ માં છે.

['રાહનુમાએ મઝારાતે દેહલી', પાનું : ૨૨૩ થી ૨૨૬]



# નવમો વિભાગ

# રોશનઆરા રોડ, જયપૂર ટ્રાન્સપોર્ટની પાસે, દિલ્હી 110007 (મલકાગંજ)માં આવેલા મુબારક મઝારો

[૧] New Pin Code : 110007

## હઝરત શાહ મુહમ્મદ આફાક નકશબંદી (રહ.)

### જન્મ અને નસબ

- હઝરત શાહ મુહમ્મદ આફાક રહમતુલ્લાહિ અલયહિનો જન્મ હિજરીસન ૧૧૬૦ માં થયો હતો.
- આપ હઝરત ખ્વાજા સૈફુદ્દીન ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની ઔલાદમાંથી હતા.
- આપના વાલિદ સાહબનું નામ એહસાનુલ્લાહ રહિમહુલ્લાહ હતું.
- આપના દાદા સાહબનું નામ શયખ મુહમ્મદ અઝહર હતું જેમને આલમગીર બાદશાહે 'નવાબ ઝહીરુદ્દીન'નો ખિતાબ આપ્યો હતો.

### બયઅત અને ખિલાફત

- હઝરત શાહ મુહમ્મદ આફાક રહમતુલ્લાહિ અલયહિના પીર હઝરત ઝિયાઉલ્લાહ નકશબંદી રહમતુલ્લાહિ અલયહિ હતા.
- તેમના પીર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુ હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ મુજદ્દિદી સિલસિલાના ચોથા કય્યૂમ હતા.
- તેમના દાદા હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની રહમતુલ્લાહિ અલયહિ મુજદ્દિદી સિલસિલાના ત્રીજા કય્યૂમ અને આપના પીર હતા.

- તેમના વાલિદ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ મુજદ્દિદી સિલસિલાના બીજા કય્યૂમ અને હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ, ખલીફા અને જાનશીન હતા.
- હઝરત શાહ મુહમ્મદ આફાક રહિમહુલ્લાહુએ મુરીદ થવા બાદ ઘણી સખત રિયાઝતો અને મુજાહદહ કર્યા અને કમાલના દરજજે પહોંચ્યા.
- પીર અને મુરશિદથી ખિલાફત મળ્યા બાદ આપે લોકોને બયઅત કરવાનું અને રૂહાની ફૈઝ પહોંચાડવાનું શરૂ કર્યું.
- આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ.
- દૂર દરાઝ મુલ્કોના લોકો આપની ખિદમતમાં હાજર થઈને ફૈઝ મેળવતા હતા.

### કાબુલનો સફર

- આપે કાબુલનો સફર કરીને ત્યાં કેટલોક સમય રોકાઈને અસંખ્ય લોકોને રૂહાની ફૈઝ પહોંચાડયો.
- કાબુલનો બાદશાહ ઝમાન શાહ આપથી પ્રભાવિત થઈને આપનો મુરીદ થઈ ગયો હતો.
- બાદશાહનું અનુકરણ કરીને તેની મોટા ભાગની પ્રજા પણ હઝરત શાહ મુહમ્મદ આફાક રહમતુલ્લાહિ અલયહિની મુરીદ થઈ ગઈ.
- કેટલોક સમય કાબુલમાં રોકાયા બાદ આપ દિલ્હી પાછા આવ્યા.

### કશ્ફ અને કરામત

#### [૧] હઝરતની ટોપીની બરકત

- આપના મુરીદ હાફિઝ અશરફને શાઈરીનો ઘણો શોખ હતો પરંતુ તેઓ પોતે શાઈરી રચી શકતા ન હતા.
- એક દિવસ તેમણે હઝરતને દુઆ માટે અરજ કરી.
- હઝરતે પોતાની ટોપી તેના માથા ઉપર મૂકી દીધી.

- તે દિવસથી તેઓ ઉમદહ શાઈર બની ગયા.

**[૨] પોતે જાતે ગંજમુરાદાબાદ જઈને નાણાં આપી આવ્યા**

- આપના મુરીદ અને મહાન ખલીફા હઝરત ફઝલુર્રહમાન ગંજમુરાદાબાદી રહમતુલ્લાહિ અલયહિ દિલ્હીથી ગંજમુરાદાબાદ પોતાની વાલિદહને ખર્ચના માટે પાંચ રૂપિયા મોકલવા ચાહતા હતા.
- તે રૂપિયા હઝરતે આપથી લઈ લીધા અને ફરમાવ્યું પહોંચી જશે.
- કેટલાક અરસા પછી હઝરતે ફરમાવ્યું કે તમારા નાણાં પહોંચી ગયા.
- કેટલાક દિવસો પછી જયારે મૌલાના ગંજમુરાદાબાદી રહમતુલ્લાહિ અલયહિ ઘરે ગયા અને વાલિદહને મળ્યા ત્યારે વાલિદાએ જણાવ્યું કે તે જ રાતે આપના હઝરતે જાતે આવીને તમારા નાણાં મને આપ્યા હતા અને મને તમારી ખૈરિયત પણ જણાવી હતી.

**વફાત અને મઝાર શરીફ**

- અકબર શાહ બીજાની હુકૂમતના દૌરમાં ૭, મુહર્રમ, ૧૨૫૧ હિજરીસનમાં આપની વફાત થઈ.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપનો મઝાર રોશન આરા રોડ પર, જયપૂર ટ્રાન્સપોર્ટની પાસે, દિલ્હી – ૭ માં છે.
- જયાં આપનો મઝાર છે ત્યાં આપના દાદા પીર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને મય્યિતનું ગુસલ આપવામાં આવ્યું હતું.
- આપે વસિય્યત ફરમાવી હતી કે મને અહીં જ દફન કરશો.
- આપના મઝારની પાસે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની મસ્જિદ છે.

**આપના મહાન ખલીફાઓ**

**[૧] હઝરત નાસિરુદ્દીન અંદલીબ રહમતુલ્લાહિ અલયહિ**

- મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા મીર દર્દ રહમતુલ્લાહિ અલયહિના આપ વાલિદ અને પીર હતા.
- હઝરત ખ્વાજા મીર દર્દ રહમતુલ્લાહિ અલયહિના જણાવવા પ્રમાણે ઝિક્રના કારણે એમનું જિસ્મ એવું પારદર્શક થઈ ગયું હતું કે તેમના શરીરની આરપારની વસ્તુઓ જોઈ શકાતી હતી !

**[૨] હઝરત ફઝલુર્રહમાન ગંજ મુરાદાબાદી રહિમહુલ્લાહ**

- તેઓ ઉવેસે ઝમાના તરીકે મશહૂર છે.
- દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનવના સ્થાપક હઝરત મૌલાના મુહમ્મદ અલી મુંગીરી રહમતુલ્લાહિ અલયહિ તેમના ખલીફા હતા.
- દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનવના નાઝિમ, હઝરત મૌલાના સય્યિદ અબ્દુલ હય રહમતુલ્લાહિ અલયહિ પણ તેમના ખલીફા હતા.
- મતલબ કે હિન્દુસ્તાનના મોટા મોટા દારુલ ઉલૂમો, ઈલ્મી અને રૂહાની રીતે મુજદ્દિદી સિલસિલાથી ફૈઝયાબ છે અને એ જ બુઝુર્ગોની વાડીના ફળો ખાનારા અને અહેસાનમંદ છે.

**બીજા અનેક ખલીફાઓ**

- ઉપર બે બુઝુર્ગોના નામો ફકત નમૂના તરીકે લખ્યા છે.
- તેમના ઉપરાંત બીજા અનેક મહાન બુઝુર્ગો આપના ખલીફાઓ હતા જેમની વિગતો અહીં લખવી શકય નથી.

**[૨]**

## હઝરત હાફિઝ સઅદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

**સ્થળ** :

અજમેરી ગેઈટના સામે, એંગલો – એરેબિક સ્કૂલના પાછળ,

દિલ્હી – ૭

**પરિચય**

**બયઅત અને ખિલાફત**

- હઝરત હાફિઝ સઅદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ હઝરત શયખ મુહમ્મદ સિદ્દીક રહમતુલ્લાહિ અલયહિના મુરીદ અને ખલીફા હતા.
- આપ પોતાના પીર અને મુરશિદથી અપાર મુહબ્બત કરતા હતા.
- ૩૦ વરસ સુધી આપે પોતાના પીરની ખાનકાહમાં ખિદમત કરી હતી.
- એક વખતે આપના મુરશિદે આપને કોઈ કામના માટે અમદાવાદ (ગુજરાત) મોકલ્યા. આપ પોતાના પીરની જુદાઈથી એટલું રડયા કે આપની આંખો કમજોર થઈ ગઈ.

**કરામત**

- એક વખતે આપના મુરીદ નવાબ ખાન ફીરોઝ જંગે આપને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત પોતાને કરાવવા અરજ કરી.
- આપે ફરમાવ્યું કે, રાતે સૂવાથી પહેલાં અલ્હમ્દુ શરીફની તિલાવત કરીને, એનો સવાબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની બારગાહમાં હદિયો કરીને સૂઈ જશો.
- નવાબ સાહબે એ પ્રમાણે કર્યું તો પીરના ફૈઝથી આપને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થઈ.
- સવારે નવાબ સાહબે ઈરાદો કર્યો કે ૫૦૦ રૂપિયા પીરની ખિદમતમાં ભેટ આપીશ. તે પછી વિચાર કર્યો કે જો આજે પણ ઝિયારત થઈ જાય તો કાલે બે દિવસના કુલ ૧૦૦૦ રૂપિયા એક સાથે ભેટ આપીશ.
- પીરનો ફૈઝ અને તેમના મુકદ્દરથી આપને ફરી પાછી બીજી રાતે

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ.

- સવારે નવાબ સાહબ ફકત ૫૦૦ (પાંચ સો) રૂપિયા લઈને પીર સાહબની ખિદમતમાં હાજર થયા.

પીર સાહબે આપને ફરમાવ્યું કે :

"આ તો એક દિવસનું નઝરાણું છે. બીજા દિવસનું નથી લાવ્યા ? !"

પીર સાહબના કશ્ફથી નવાબ સાહબ શરમાઈ ગયા.

## વફાત

૨૧, શવ્વાલ, ૧૧૫૨ હિજરીસનમાં મુહમ્મદ શાહ બાદશાહની હુકૂમતના દૌરમાં આપનો ઈન્તિકાલ થયો.

## મઝાર શરીફ

આપનો મઝાર અજમેરી ગેઈટની સામે,
એંગ્લો – એરેબિક સ્કૂલની પાછળ, દિલ્હી – ૭ માં છે.

## આપના મઝારની મરામત અને આપની દુઆ

- રેલ્વે લાઈનના કારણે આપના મઝાર શરીફની ફરતેની દીવાલોમાં તડ પડી ગયા હતા અને ખતરનાક હાલતમાં હતી.
- હઝરત શાહ અબૂલ ખૈર રહમતુલ્લાહિ અલયહિ ત્યારે હયાત હતા. આપે મકબરાની મરામત કરાવી એવા મજબૂત પાયા અને દીવાલો બનાવી કે ભવિષ્યમાં નુકસાન ન થાય.
- કશ્ફથી હઝરત શાહ અબૂલ ખૈર (રહ.)એ આ કામ થયા પછી જોયું કે, હઝરત હાફિઝ સઅદુલ્લાહ રહિમહુલ્લાહુએ આપને ફરમાવ્યું કે :

"તમે મારા ઝુંપડાને શણગાર્યું, અલ્લાહ તઆલા તમને અને તમારા ઘરને શણગારે !"

['રાહનુમાએ મઝારાતે દેહલી', પાનું : ૨૬૩, ૨૬૪ (ઈ. ૨૦૦૧)]

# દસમો વિભાગ

# હઝરત બસ્તી નિઝામુદ્દીન ઔલિયા (રહ.) નવી દિલ્હી 110013 માં આવેલા મઝારો

[૧] New Pin Code : 110013

## હઝરત સય્યિદ નૂર મુહમ્મદ બદાયૂંની રહિમહુલ્લાહ

**સ્થળ :**

વેસ્ટ કબ્રસ્તાને પંજપીરાન, બસ્તી નિઝામુદ્દીન ઔલિયા રહમતુલ્લાહિ અલયહિ , દિલ્હી – ૧૩

**બયઅત અને ખિલાફત**

- આપ જાહિરી ઉલૂમ અને બાતિની ઉલૂમના આલિમ અને ફકીહે કામિલ અને આરિફે મુકમ્મલ હતા.
- બે મહાન નકશબંદી બુઝુર્ગોથી રૂહાની ફૈઝ મેળવી બન્ને બુઝુર્ગોથી આપે ખિલાફત મેળવી હતી.

**આપના પહેલાં પીર હઝરત ખ્વાજા સયફુદ્દીન (રહ.)**

હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ ઉર્વતુલ વુસ્કા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ સરહિંદી રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ અને ખલીફા હતા અને વાલિદ સાહબના હુકમથી બાદશાહ ઔરંગઝૈબ આલમગીરની રૂહાની તરબિયત માટે દિલ્હી તશરીફ લાવ્યા હતા.

**આપના બીજા પીર હઝરત હાફિઝ મુહમ્મદ મુહસિન રહમતુલ્લાહિ અલયહિ**

હઝરત હાફિઝ મુહમ્મદ મુહસિન રહમતુલ્લાહિ અલયહિ, હઝરત અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના નવાસા હતા અને મુજદ્દિદી સિલસિલાના મહાન ખલીફા હતા. આપનો મઝાર દિલ્હી નજીક, મેહરોલીમાં છે એટલે આપનો પરિચય બારમાં પ્રકરણમાં લખ્યો છે ત્યાં વાંચવા વાચકોને ગુઝારિશ છે.

## મુજાહદહ અને રિયાઝત

- કેટલાક દિવસોનું ભોજન આપ એક સાથે પકાવી લેતા હતા અને તિવ્ર ભૂખની હાલતમાં તેમાંથી થોડું ખાય લેતા અને મુરાકબહમાં મશગૂલ થઈ જતા.
- મુરાકબહની વિપુલતાના કારણે આપની કમ્મર વાંકી વળી ગઈ હતી.
- આપનો ઈસ્તિગરાક એવો બળવાન હતો કે પંદર વરસ સુધી આપને એમાંથી મુકિત ન મળી. ફકત નમાઝના સમયે આપ હોશમાં આવતા હતા અને નમાઝ બાદ ફરી પાછા અલ્લાહની યાદમાં ગર્ક થઈ જતા હતા, ડૂબી જતા હતા. પંદર વરસ પછી આપને એમાંથી મુકિત મળી.

## સુન્નતની ચુસ્ત પાબંદી, તક્વો અને પરહેઝગારી

- આપ સીરતે નબી અને અખ્લાકે નબી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની કિતાબો હંમેશા પાસે રાખતા હતા અને પોતાનો દરેક અમલ સુન્નત પ્રમાણે કરવાની કાળજી રાખતા હતા.
- આપ એક વખતમાં બે પ્રકારના ભોજનને બિદઅત સમજતા હતા.
- અમીરોનું ભોજન આપ હરગિઝ ખાતા ન હતા.

  જો કોઈ દુનિયાદાર પાસે કોઈ કિતાબ પઢવા માટે લેતા તો ત્રણ દિવસ સુધી તેને વાંચતા ન હતા.

## આપના કશ્ફો અને કરામતો

આપના મહાન ખલીફા હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ

રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે, આપના કશ્ફો બિલકુલ સહીહ હતા. આપણે આ જાહિરી આંખોથી એટલું સાફ અને સ્પષ્ટ જોઈ શકતા નથી જેટલું હઝરતની દિલની આંખો જોઈ શકતી હતી.

એક દિવસે એક ઓરતે આપથી અરજ કરી કે, મારી દીકરીને જિન ઉઠાવીને લઈ ગયા છે. એ બાબતમાં ઘણાં આમાલ અને તઅવીઝો કર્યા પરંતુ કોઈ ફાયદો નથી થયો. આ બાબતમાં આપ તવજ્જુહ ફરમાવો !

હઝરતે લાંબા સમય સુધી મુરાકબહ બાદ ફરમાવ્યું કે :

‘‘તારી દીકરી ફલાણા સમયે આવી જશે.’’

અને ખરેખર આપની તવજ્જુહથી એમ જ થયું !

જયારે છોકરીને પૂછવામાં આવ્યું તો તેણે કહ્યું કે :

‘‘હું કોઈ જંગલમાં હતી કે કોઈ બુઝુર્ગે મારો હાથ પકડયો અને મને અહીં પહોંચાડી દીધી ! ’’

[‘મકામાતે મઝહરી’ (ઉર્દૂ ઈ.સ. ૨૦૧૫) પા. ૩૦, ૩૧, ૩૨]

## વફાત અને મઝારે મુબારક

- મુહમ્મદ શાહ બાદશાહની હુકૂમતના દૌરમાં હિજરીસન ૧૧૩૧ મુતાબિક ઈસ્વીસન ૧૭૧૮ માં આપનો ઈન્તિકાલ થયો.
- આપનો મઝાર વેસ્ત બસ્તી નિઝામુદીન ઔલિયા રહમતુલ્લાહિ અલયહિ, દિલ્હી – ૧૩ માં પંજપીરાન કબ્રસ્તાનમાં છે.

[‘રાહનુમાએ મઝારાતે દેહલી’ (ઉર્દૂ ઈ.સ. ૨૦૦૧) પા. ૨૧૯]

## આપના મુરીદો અને ખલીફાઓ

- આપના હઝારો મુરીદો હતા.
- હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિ

અને બીજા અનેક મહાન બુઝુર્ગો આપના ખલીફા હતા.

[૨]

## હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિના મુરીદ અને મોગલ બાદશાહના દરબારી મિરઝા અઝીઝ કોકલતાશ ઉર્ફે ખાન આઝમ (રહ.)

**સ્થળ :**

દરગાહે હઝરત નિઝામુદ્દીન ઔલિયા રહમતુલ્લાહિ અલયહિ નજીક, બંગલાવાલી મસ્જિદની દક્ષિણ તરફ આપનો મકબરો છે જે 'ચોસઠ ખંભા'ના નામથી મશહૂર છે.

**પરિચય**

- એમનું મૂળ નામ મિરઝા અઝીઝ (કૌકલ્તાશ) હતું. 'કૌકા' તુર્કી ભાષામાં દૂધ શરીક ભાઈને કહે છે. તેઓ અકબર બાદશાહના દૂધ ભાઈ હતા. તેમની માતા જીજી બેગમ અકબરની દૂધ માતા હતી.
- તેઓ બાદશાહના શ્રેષ્ઠ સેનાપતિઓ પૈકી હતા. બુદ્ધિ અને બહાદુરી બન્નેમાં કામિલ (પરિપૂર્ણ) હતા.
- સન ૧૬ જુલૂસે અકબરીમાં તેમને 'ખાન આઝમ'નો ખિતાબ મળ્યો. ઘણાં વરસો સુધી ગુજરાતના સુબેદાર (ગવર્નર) રહ્યા. અબૂલ ફઝલ સાથે તેમને બનતું ન હતું. 'સાત હઝારી'નું પદ મેળવ્યું હતું.
- તજદીદના બીજા વરસે હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા. હઝરતના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ની જિલ્દ : ૧ માં ખાન આઝમને લખેલા બે પત્રો નંબર : ૬૫ અને ૬૬ લેવામાં આવેલા છે.
- જહાંગીરના શાસનકાળમાં હિજરીસન ૧૦૩૩ માં ગુજરાતમાં

અમદાવાદમાં અવસાન પામ્યા. એમના શબને દિલ્હી લઈ જઈને ત્યાં દફન કરવામાં આવ્યું.

- દરગાહ હઝરત નિઝામુદ્દીન ઔલિયા રહમતુલ્લાહિ અલયહિની નજીક બંગલાવાલી મસ્જિદની દક્ષિણ તરફ સંગે મરમરની જે ઈમારત 'ચોસઠ ખંભા'ના નામે મશહૂર છે તે ખાન આઝમનો મકબરો છે.
- હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિએ પોતાના મકતૂબાત શરીફની પહેલી જિલ્દના પત્ર નંબર : ૬૫ માં ઈસ્લામના અહકામને જારી કરવા માટે કોશિશ કરવા આપને તાકીદ ફરમાવી છે.
- પત્ર નંબર : ૬૬ માં નકશબંદી તરીકાના ફઝાઈલ લખ્યા છે.

[૩]

## હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિના મુરીદ અને મોગલ બાદશાહના દરબારી તથા અમીર અબ્દુર્રહીમ ખાન ખાનાન રહમતુલ્લાહિ અલયહિ

**સ્થળ :**

હુમાયૂંના મકબરાની સામે.

મિરઝા અબ્દુર્રહીમ ખાન ખાનાનનો જન્મ લાહોરમાં હિજરીસન ૯૬૪ માં થયો હતો. પરવરિશ આગ્રામાં થઈ. મહાન આલિમોથી આપે ઈલ્મ હાસિલ કર્યો. ગુજરાત જઈને મહાન આલિમ શૈખ વજીહુદ્દીન અલવી ગુજરાતી રહમતુલ્લાહિ અલયહિથી પણ ઈલ્મ હાસિલ કર્યો.

અભ્યાસ પૂરો થયા પછી અકબર બાદશાહે એમને જહાંગીરના ઉસ્તાદ (શિક્ષક) બનાવ્યા. ત્યારથી સતત તરક્કી કરતા રહ્યા. ગુજરાત, સિંધ તથા દક્ષિણના પ્રાંતો એમના જ હાથે ફતેહ થયા. 'ખાન ખાનાન' (અમીરુલ ઉમરા) એમનો લકબ હતો.

અરબી, ફારસી, તુર્કી અને હિન્દી એમ ચારેય ભાષાઓના જાણકારા હતા. કવિતા, સાહિત્ય અને ઈતિહાસ લેખનમાં નિષ્ણાત હતા. 'તુઝકે બાબરી' (બાબરની આત્મકથા)નો તુર્કી ભાષામાંથી ફારસી ભાષામાં સર્વ પ્રથમ અનુવાદ હિજરીસન ૯૯૭ માં એમણે જ કર્યો હતો.

કિતાબોના વાંચનનો એવો ભારે શોખ હતો કે જંગના મેદાનમાં, ઘોડાની પીઠ ઉપર સવાર હોવાની હાલતમાં પણ કિતાબ હાથમાં રહેતી હતી ! કહેવાય છે કે, ગુસલ કરતી વખતે પણ ખાદિમ, કિતાબ ખોલીને હાથમાં પકડી રહેતો હતો અને તેઓ વાંચતા રહેતા હતા !

આલિમો, વિદ્વાનો અને સાહિત્યકારો તેમજ સાક્ષરોનો આપને ત્યાં એટલો મેળો રહેતો હતો કે બાદશાહ અથવા અમીરને ત્યાં પણ જોવા ન મળતો. હિન્દુસ્તાન બલ્કે આખી દુનિયામાં આવો સર્વમુખી પ્રતિભા ધરાવનારો અમીર થયો નથી.

તજદીદના ત્રીજા વરસે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા અને આપથી બઅયત થયા.

હઝરતના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના પહેલાં ભાગમાં હઝરતે મિરઝા અબ્દુર્રહીમ ખાન ખાનાનના નામે લખેલા ૧૧ (અગિયાર) પત્રોનો સમાવેશ થયેલો છે જેના નંબરો આ પ્રમાણે છે :

૨૩, ૬૭, ૬૮, ૬૯, ૭૦, ૭૧, ૧૯૧, ૧૯૮, ૨૧૪, ૨૩૨ અને ૨૬૮. ઉપરાંત બીજા ભાગમાં ૩ (ત્રણ) પત્રો નંબર : ૮, ૬૨ અને ૬૬ છે.

હિજરીસન ૧૦૩૬ માં ઈન્તિકાલ થયો. દિલ્હીમાં હુમાયૂંના મકબરાની સામે દફન કરવામાં આવ્યા.

# અગિયારમો વિભાગ

# બેગમપૂર, માલવિયા નગર, દિલ્હી 110017, સરાયે શાહજીમાં આવેલો મુબારક મઝાર

[૧] New Pin Code : 110017

## હઝરત શયખ સય્યિદ ફરીદ બુખારી રહિમહુલ્લાહ

**સ્થળ :**

બેગમપૂર, માલવિયા નગર, સરાયે શાહજી, દિલ્હી – ૧૭

**પરિચય**

**નસબ**

- આપ સય્યિદ હતા.
- આપનો નસબ (વંશ) ૨૭ (સત્તાવીસ)મી પેઢીએ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ સુધી પહોંચે છે.

**અકબર બાદશાહના દરબારમાં આપનો ઉચ્ચ દરજ્જો**

- અકબર બાદશાહે આપને પોતાના 'મીર બખ્શી' (મુખ્ય સચીવ, ચીફ સેક્રેટરી) બનાવ્યા હતા જે ઘણો ઊંચો દરજ્જો હતો.
- બાદશાહ અકબર દરેક કામમાં એમની સલાહ લેતો હતો.
- બાદશાહે આપને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિની દરગાહ શરીફના મુતવલ્લી પણ બનાવ્યા હતા.

**જહાંગીર બાદશાહના દરબારમાં આપનો ઉચ્ચ દરજ્જો**

- જહાંગીર બાદશાહ થયો તો તેણે આપને 'સાહિબે સૈફ વ કલમ' [તલવાર અને કલમના શૂરવીર]નો ખિતાબ આપ્યો.

● બાદશાહ જહાંગીરે આપને 'મુર્તઝાખાન'નો લકબ પણ આપ્યો.
● બાદશાહ જહાંગીરે પ્રથમ આપને ગુજરાતના ગર્વનર (હાકિમ) બનાવ્યા અને તે પછી પંજાબના ગવર્નર (હાકિમ) બનાવ્યા.

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિથી આપની અકીદત

● હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી આપને ભારે અકીદત હતી.
● આપની ખાનકાહનો તમામ ખર્ચ તેમણે ઉપાડી લીધો હતો.
● હઝરત બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મુરીદો અને સૂફીઓની પણ આપ ભરપૂર મદદ કરતા હતા.

## હઝરત મુજદ્દિદે અલફેષાની (રહ.)થી બયઅત થયા

● હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા અને આપથી બયઅત થઈ ગયા.
● હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફ (મુબારક પત્રો)ના પહેલાં ભાગમાં સૌથી વધારે ૨૩ (ત્રેવીસ) મુબારક પત્રો હઝરતે આપને લખેલા છે જેનાથી બન્ને વચ્ચે કેટલો ભારે ગાઢ સંબંધ અને મુહબ્બત હતી તે જાહેર થાય છે.
● અકબર બાદશાહના ઝમાનામાં ઈસ્લામના ખિલાફ જે કામો પ્રચલિત થયા હતા તેની ઈસ્લાહ અને સુધારણામાં હઝરત શયખ ફરીદ બુખારી રહિમહુલ્લાહુએ હઝરત મુજદ્દિદે અલફેષાની રહિમહુલ્લાહુની સૂચનાઓ પ્રમાણે ઘણી મહત્ત્વની કામગીરી અંજામ આપી હતી.

## આપની સખાવતો

● એમના દરવાજેથી કોઈ માંગનારો ખાલી હાથે જતો ન હતો.
● એમના દસ્તરખ્વાન પર દરરોજ ૫૦૦ (પાંચ સો) માણસો ભોજન

કરતા હતા અને બીજા ૫૦૦ (પાંચ સો) માણસોના ઘરે તૈયાર ભોજન મોકલવામાં આવતું હતું.

- આપ બેવાઓ અને ગરીબ નિરાધારોને નિયમિત વઝીફો (પેનશન) પણ આપતા હતા.

## આપના મહાન નિર્માણો (બાંધકામો)

(૧) આપે કેટલાયે મુસાફરખાનાઓ અને સરાય બનાવી.
(૨) અમદાવાદ (ગુજરાત)માં એક મહોલ્લો બનાવ્યો જે બુખારી મહોલ્લો કહેવાય છે.
(૩) અમદાવાદના મશહૂર આલિમે દીન હઝરત શયખ અલ્લામહ વજીહુદ્દીન રહમતુલ્લાહિ અલયહિનો મુબારક રોઝો (મકબરો) અને મસ્જિદ બનાવી.
(૪) દિલ્હી નજીક ફરીદાબાદ શહેર, તેની ઈમારતો અને તળાવ આપની યાદગાર છે.
(૫) હઝરત સય્યિદ મુહમ્મદ નિઝામુદ્દીન ઔલિયા રહિમહુલ્લાહુના મુબારક મઝાર પર આપે સંદલ (સુખડ)નું છત્ર બનાવ્યું.
(૬) લાહોરમાં પણ એક મોહલ્લો આપે બનાવ્યો.

## વફાત અને મઝાર

- આપે જહાંગીરની હુકૂમતના દૌરમાં હિજરીસન ૧૦૨૫ મુતાબિક ઈસ્વીસન ૧૬૧૫ માં પઠાણકોટ (પંજાબ)માં ઈન્તિકાલ ફરમાવ્યો.
- આપની વસિય્યત પ્રમાણે આપની લાશને દિલ્હી લાવી બેગમપૂર, માલવિયા નગરમાં, સરાયે શાહજીમાં આપના બુઝુર્ગોના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવ્યા.
- આપના મઝારના સિરહાને માનવકદનો સંગે મરમર (આરસપહાણ)નો કુત્બો (શીલાલેખ) લગાવેલો છે.

['રાહનુમાએ મઝારાતે દેહલી', પાનું : ૧૧૯, ૧૨૦, ૧૨૧]

## ઔલિયાની ફઝીલત

યક ઝમાના સુહબતે બા ઔલિયા,
બેહતર અઝ સદ સાલહ તાઅત બે રિયા.
ગર તૂ સંગે ખારએ મરમર શવી,
ચૂં બ સાહિબ દિલ રસી ગવહર શવી.

– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ

ગુજરાતી કાવ્ય રૂપાંતર

એક પલ ઔલિયાના સંગની;
સો વરસની ખાલિસ ઈબાદતથી છે મહાન.
જો હશે તૂ મામૂલી પથ્થરના સમાન,
થઈ જશે તૂ ઔલિયાના સંગથી હીરા સમાન.

હર કે ખ્વાહદ હમનશીની બા ખુદા,
ઊ નશીનદ દર હુઝૂરે ઔલિયા.

– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ

ગુજરાતી કાવ્ય રૂપાંતર

જે ઈચ્છે નજીકતા અલ્લાહની;
તે બેસે નજીક ઔલિયા અલ્લાહની.

# બારમો વિભાગ

# મેહરોલી (દિલ્હી – 30) માં હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના ખાનદાનના મુબારક મઝારો

**Mehrauli New Pin Code : 110016**

[૧]

## હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી (રહ.)

હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિની શખ્સિયત પરિચયની મોહતાજ નથી.

- આપના પૂર્વ જ આકા મુહમ્મદ તુર્ક સુલતાન અલાઉદ્દીન ખિલજીના ઝમાનામાં બુખારાથી હિન્દુસ્તાન તશરીફ લાવ્યા હતા. હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી મજકૂર આકા મુહમ્મદ તુર્કની સાતમી પેઢીમાં પૈદા થયા.
- આપનો જન્મ હિજરીસન ૯૫૮ માં દિલ્હીમાં થયો.
- આપના માનવંત પિતાનું નામ શૈખ સૈફુદ્દીન સૈફી, કાદરી હતું. તેઓ હઝરત શૈખ અમાનુલ્લાહ પાનીપતી રહિમહુલ્લાહુના મુરીદ હતા.
- હઝરત શૈખ પ્રખર બુદ્ધિશાળી હતા. માત્ર ૨૨ (બાવીસ) વરસની ઉંમરમાં આપ આલિમ અને હાફિઝ થઈ ગયા હતા.
- વાંચનનો એટલો ભારે શોખ હતો કે રાતે મોડે સુધી કિતાબોનું અવલોકન કરતા રહેતા. રાતે માત્ર ત્રણ–ચાર કલાક આરામ ફરમાવતા હતા.
- આપની ઈલ્મી તેજસ્વીતાથી પ્રભાવિત થઈને હઝારો ઈલ્મના

પ્યાસાઓ આપની તરફ પતંગિયાની જેમ આકર્ષાયા.

☐ અકબરની બેદીની અને ગુમરાહીથી દુઃખી થઈને આપ હિજરીસન ૯૯૬ માં હિન્દુસ્તાન છોડીને હિજાઝ ચાલ્યા ગયા.

☐ મક્કા મુઅઝઝમામાં હઝરત શૈખ અબ્દુલ વહહાબ મુત્તકી રહમતુલ્લાહિ અલયહિથી આપે બાતિની ફૈઝ હાસિલ કર્યો.

☐ હિજરીસન ૯૯૮ માં આપ મદીનહ મુનવ્વરહ તશરીફ લઈ ગયા. ત્યાં બે વરસ ફૈઝ હાસિલ કરતા રહ્યા.

☐ હિજરીસન ૧૦૦૦ માં ભારત પાછા આવ્યા.

☐ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈને આપથી બાતિની ફૈઝ હાસિલ કર્યો.

☐ હઝરત મુજદ્દિદે અલફેષાની રહિમહુલ્લાહુ સાથે પણ આપનો ગાઢ સંબંધ હતો. હઝરતના મકતૂબાત શરીફના ભાગ : ૧ માં પત્ર નંબર : ૧૧૫ અને ભાગ : ૨ માં પત્ર નંબર : ૨૯ આપના નામે લખેલો છે.

☐ અકબર બાદશાહના દરબારીઓ અને વઝીરો સાથે પણ આપને ગાઢ સંબંધો હતા.

☐ અકબરના ઈન્તિકાલ બાદ આપે પોતાના પીર ભાઈ અને અકબરના દરબારી તથા વઝીર શૈખ ફરીદ બુખારી રહમતુલ્લાહિ અલયહિને દિલાસા પત્ર લખ્યો હતો જેની વિગતો ઉપર આવી ગઈ છે.

☐ આપે ૧૦૦ (એક સો) કરતાં પણ વધારે કિતાબો લખી હતી.

☐ આપની હદીષ શરીફની ખિદમત બેનમૂન છે. સતત ૫૨ (બાવન) વરસ સુધી આપ દિલ્હીમાં હદીષ શરીફનો દર્સ આપતા રહ્યા.

☐ શાહજહાનના શાસનમાં ૨૧, રબીઉલ અવ્વલ, હિજરીસન ૧૦૫૨ માં આપનો ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

☐ દિલ્હીમાં મેહરોલી નામના સ્થળે હઝરત ખ્વાજા કુત્બુદીન

બખ્તિયાર કાકી રહમતુલ્લાહિ અલયહિના મુબારક રોઝહથી નજીક હૌઝે શમ્સીના કિનારે આપનો મઝારે મુબારક છે.

**નોંધ :**

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફા, હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી રહમતુલ્લાહિ અલયહિનો મુબારક મઝાર પણ મેહરોલીમાં જ છે.

[૨]

## હઝરત શૈખ નૂરુલ હક રહમતુલ્લાહિ અલયહિ

### જન્મ અને તાલીમ

- આપ હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના મોટા ફરઝંદ છે.
- આપનો જન્મ હિજરીસન ૯૮૩ માં થયો હતો.
- આપની સંપૂર્ણ તાલીમ અને તરબિયત આપના મહાન વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ કરી.

### બયઅત અને ખિલાફત

- પ્રથમ આપે પોતાના વાલિદથી બયઅત થઈ, ફૈઝ હાસિલ કરી ખિલાફત મેળવી.
- તે પછી હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈ ફૈઝ અને ખિલાફત મેળવી.

### અકબરબાદ (આગ્રા)ના કાઝી નિમાયા

- આપના ઈલ્મની પ્રખરતાથી પ્રભાવિત થઈ શાહજહાન બાદશાહે આપને અકબરાબાદ (આગ્રા)ના કાઝી બનાવ્યા.

- આપે ખૂબ જ ઉમદહ તરીકાથી આ પદને શોભાવ્યું.
- આપના વાલિદ સાહબના ઈન્તિકાલ બાદ આપે કાઝીનું પદ છોડીને આપના વાલિદની ગાદી સંભાળી.

## આપની કિતાબો

- આપે ઘણી કિતાબો લખી હતી.
- 'તયસરુલ કુરઆન' નામથી આપે ૬ (છ) ભાગોમાં લખેલી બુખારી શરીફની શર્હ (વિવરણ) મશહૂર છે.

## ઈન્તિકાલ અને મઝાર

- આપે પોતાના વાલિદ સાહબની જેમ વધારે સમય આપે હદીષ શરીફના ઈલ્મની તબ્લીગમાં વિતાવ્યો.
- ૯, શવ્વાલ, ૧૦૭૩ હિજરીસનમાં, ૯૦ (નેવું) વરસની ઉંમરે વફાત થઈ.
- આપને મેહરોલીમાં આપના વાલિદ સાહબના મઝારે મુબારકના કમ્પાઉન્ડમાં દફન કરવામાં આવ્યા.

## હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિનો આપના નામે પત્ર

- હઝરત શૈખ નૂરુલ હક સાહબે હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિને કેટલાક અતિ મુશકેલ સવાલો પૂછયા હતા.
- હઝરતે એના ઘણાં લાંબા અને વિગતવાર જવાબો આપ્યા હતા જેનાથી હઝરત શૈખ નૂરુલ હક અને આપના વાલિદ હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિ ખૂબ જ પ્રભાવિત અને સંતોષિત થયા હતા.
- હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના ત્રીજા ભાગમાં, મકતૂબ (પત્ર) નંબર :

૧૦૦ (એક સો)માં એ સંપૂર્ણ, વિસ્તૃત સવાલ–જવાબ આપેલા છે.

[૩]

## હઝરત શૈખ અલી મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના બીજા ફરઝંદ છે.
- આપ પોતાના સમયના પ્રખર આલિમ અને બુઝુર્ગ હતા.
- આપે પણ કેટલીક કિતાબો લખી હતી.

**મઝાર**

આપનો મઝાર પણ મેહરોલીમાં હઝરત શૈખ અબ્દુલ હક રહમતુલ્લાહિ અલયહિના મઝારની નજીક પૂર્વ દિશામાં છે.

[૪]

## હઝરત શૈખ મુહમ્મદ હાશિમ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના ત્રીજા ફરઝંદ છે.
- તેઓ પણ હદીષ શરીફના ઈલ્મમાં ખાસ નિષ્ણાત હતા.

**મઝાર**

આપનો મઝાર પણ મેહરોલીમાં આપના વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝારની પૂર્વ દિશામાં છે.

[૫]

## હઝરત હાફિઝ મુહમ્મદ મુહસિન નકશબંદી રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિની ઔલાદમાં (નવાસા) હતા.
- અકલી અને નકલી ઉલૂમ (વિદ્યાઓ)માં એટલા નિષ્ણાત હતા કે તે ઝમાનામાં કોઈ આલિમ આપની કક્ષાનો ન હતો.
- અલ્લાહ તઆલાની તૌફીકથી આપ હઝરત ઉર્વતુલ વુસ્કા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા અને બાતિની ફૈઝ મેળવી આપની ખિલાફત અને ઈજાઝત મેળવી.
- હઝરત નૂર મુહમ્મદ બદાયૂંની રહમતુલ્લાહિ અલયહિના આપ પીર હતા. તેમણે આપ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈ, રૂહાની ફૈઝ મેળવી, આપની ખિલાફતથી મુશર્રફ થયા.
- હઝરત નૂર મુહમ્મદ બદાયૂંની રહમતુલ્લાહિ અલયહિ, હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના પીર હતા.
- હઝરત હાફિઝ મુહમ્મદ મુહસિન રહમતુલ્લાહિ અલયહિ વર્અ (પરહેઝગારી), તકવા અને ઝુહદ તથા રિયાઝતમાં અજોડ હતા.
- મુહમ્મદ શાહ બાદશાહના ઝમાનામાં હિજરીસન ૧૧૪૭ માં આપનો ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપનો મઝાર હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના મઝારની નજીક, મેહરોલીમાં, એક ચબૂતરા પર, એક કમ્પાઉન્ડમાં છે.
- એ કમ્પાઉન્ડમાં ચાર મઝારો છે તેમાંથી પશ્ચિમ દિશા તરફ આપનો મઝારે મુબારક છે. ['ખઝીનતુલ અસ્ફિયા', પાનું : ૬૨૬]

**[૬]**

## હઝરત શૈખ મુહમ્મદ એહસાન રહિમહુલ્લાહ

- આપ હાફિઝ મુહમ્મદ મુહસિન રહમતુલ્લાહિ અલયહિ, જેમનો પરિચય ઉપર નંબર : ૫ માં લખ્યો છે, તેમના સાહબઝાદહ હતા.
- હઝરત શૈખ મુહમ્મદ એહસાન રહમતુલ્લાહિ અલયહિ હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- આપની નિસબત એટલી પ્રચંડ શકિતશાળી હતી કે ઠંડીની મોસમમાં, ગરમ કપડાંની જરૂરત પડતી ન હતી.
- આપ જયાં પણ અલ્લાહ તઆલાનું નામ સાંભળતા તો બેહોશ થઈ જતા હતા.

**મઝાર શરીફ**

આપનો મુબારક મઝાર, મેહરોલીમાં, હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના મઝારની પશ્ચિમ દિશામાં, ચબૂતરા પર, હઝરત હાફિઝ મુહમ્મદ મુહસિન રહમતુલ્લાહિ અલયહિ (આપના વાલિદ સાહબ)ના મઝારના પગ તરફ છે. ['રાહનુમાએ મઝારાતે દેહલી', પાનું : ૭૨, ૭૩]

[૭]

## હઝરત આગા મુહમ્મદ તુર્ક બુખારી રહિમહુલ્લાહ

- આપ હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના પૂર્વજ છે.
- આપ સુલતાન ખિલજીના દૌરમાં દિલ્હી તશરીફ લાવ્યા હતા.

**મઝાર શરીફ**

મેહરોલી, દિલ્હી – ૩૦ માં, શમ્સી ઈદગાહની પાછળ, એમના ફરઝંદ હઝરત મલિક મુઈઝુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની પાસે છે.

[૮]

## હઝરત મલિક મુઈઝુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત આગા તુર્ક રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ અને શૈખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના મુહતરમ વાલિદ સાહબ છે.
- અલ્લાહ તઆલાએ આપને અપાર સલાહિયતોથી નવાઝયા હતા.
- હિજરીસન ૭૩૯ માં આપનો ઈન્તિકાલ થયો હતો.

**મઝાર**

આપનો મઝાર, મેહરોલીમાં શમ્સી ઈદગાહની પાછળ, હઝરત શૈખ જલાલુદીન તબરેઝી રહમતુલ્લાહિ અલયહિના ગુંબદની સામે છે.



# તેરમો વિભાગ

## જી. ટી. કરનાલ રોડ, ગુજરવાલા ટાઉનની સામે, દિલ્હી – 33 માં આવેલો મુબારક મઝાર

[૧] New Pin Code : 110033

**હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' સરહિંદી રહમતુલ્લાહિ અલયહિના ખલીફા અને હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના પીર હઝરત હાફિઝ સનામી રહમતુલ્લાહિ અલયહિ**

### [૧] હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી રહિમહુલ્લાહ

#### વતન અને નસબ (વંશ)

- સરહિન્દ શરીફથી થોડાં અંતરે સનામ નામનું ગામ છે.
- હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામના વતની હતા.
- સનામના વતની હોવાથી આપ સનામી કહેવાયા.
- આપના નસબ (વંશ)ની સાંકળ હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ સુધી પહોંચે છે.

#### ખિલાફત

- આપે શરૂઆતથી લઈ અંત સુધી હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રહી બાતિની નિસબતને મુકમ્મલ કરી અને સુલૂકની મંઝિલો પાર કરી કામિલ થયા.
- હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિએ આપને પોતાની ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા.

- ખિલાફતના શરફથી મુશર્રફ થવા બાદ આપ લોકોને ફયઝે ઈલાહી પહોંચાડવામાં મશગૂલ થઈ ગયા.

## આપની ઈબાદતોની વિપુલતા

- આપ વિપુલ ઝિક્ર કરનારા (કસીરુઝ ઝિકર) અને વિપુલ ઈબાદત કરનારા (કસીરુલ ઈબાદત) હતા.
- આપ અરધી રાતથી લઈ સવાર સુધી યાદે મવલામાં મશગૂલ રહેતા.
- તહજજુદની નમાઝમાં આપ ૬૦ વખત યાસીન શરીફ પઢતા હતા.
- બે રકાત નમાઝ અદા કરવા બાદ દરેક વખતે લાંબો સમય મુરાકિબ રહેતા.
- મોત પહેલાંની બીમારીમાં સતત છ મહિના સુધી આપને પાતળા ઝાડા થતા હતા છતાં એ હાલતમાં પણ આપ તહજજુદની નમાઝમાં ૩૫ (પાંત્રીસ) વખત સૂરએ યાસીન શરીફ પઢતા હતા.

## આપની ઝિક્રની વિપુલતા

હઝરત શયખ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિ :

- દરરોજ વીસ હઝાર વખત કલિમએ તય્યિબહનો ઝિક્ર કરતા હતા.
- દરરોજ એક હઝાર વખત નફી ઈસબાત હબસે નફસથી કરતા હતા.
- દરરોજ દુરૂદ શરીફનો વિપુલ વિર્દ કરતા હતા.
- દરરોજ લાંબો સમય કુરઆન શરીફની તિલાવત કરતા હતા.

## આપનો તકવો અને હરામ ખોરાકથી બચવાની સખત કાળજી

- એક વખતે સરહિન્દ શરીફનો હાકિમ ઘેટા, બકરાં, ગાય, ભેંસ વગેરે પશુઓ લૂંટીને લાવ્યો.
- હઝરત શયખ આબિદ સનામી (રહ.)એ હરામ ખોરાકથી બચવા માટે ૨૦ વરસ સુધી ગોશ્ત, દૂધ, દહીં, ઘી વગેરે ખાવાનું છોડી દીધું હતું.

● આપ જયારે દિલ્હી તશરીફ લાવતા ત્યારે પોતાની સાથે સત્તુ (અનાજનો આંટો) લઈને આવતા અને અહીં તે જ ખાતા. એના સિવાય બીજી કોઈ ચીઝ ન ખાતા.

નોંધ :

● કદાચ કોઈ કસાઈ હાકિમ પાસે જાનવર ખરીદી તેનું ગોશ્ત વેચે અથવા
● પશુપાલકો (ડેરીવાળા)એ હાકિમ પાસેથી જાનવર ખરીદી તેનું દૂધ, દહીં, ઘી વેચે એવી શકયતા અને સંભાવનાના કારણે હઝરત શયખ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિએ વરસો સુધી ગોશ્ત, દૂધ, દહીં, ઘી વગેરે વસ્તુઓ ખાધી ન હતી જેથી અજાણ્યે પણ હરામ ખોરાક પેટમાં ન જાય !

## સનામથી દિલ્હી હિજરત

● આપના પીર હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને સરહિન્દ શરીફ પર શીખોના હુમલાનો ઘણાં મહિના પહેલાં કશ્ફ થઈ ગયો હતો અને તેનું એલાન પણ લોકોમાં કરી દીધું હતું.
● એ એલાન ફરમાવ્યા બાદ હઝરત પોતે પોતાના પરિવારજનો સાથે સરહિન્દ શરીફથી દિલ્હી હિજરત કરીને આવી ગયા હતા.

એનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે.

● સનામ ગામ પણ સરહિન્દ શરીફથી નજીક હતું અને એ પણ શીખોના હુમલાથી બચી શકે એમ ન હતું.
● એટલે હઝરત શયખ આબિદ સનામી (રહ.) પણ પોતાના પીરની ઈત્તિબાઅમાં સનામથી હિજરત કરીને કદાચ દિલ્હી આવી ગયા હતા.

## આપનો ઈલ્મી અને રૂહાની ફયઝ

● લગભગ ૨૦૦ (બસો) ઉલમા અને સુલહા આપના હલકામાં આવીને બેસતા હતા.

- આપની બાતિની તવજ્જુહાતથી એક મોટી જમાઅત ઉચ્ચ મકામો પર પહોંચી.
- અરબાબે ફના વ બકા આપની સુહબતમાં ઈસ્તિગરાક અને બેખૂદી તેમજ તહઝીબ અને અખ્લાકથી મુશર્રફ થયા.
- હદીષ શરીફનો દર્સ પૂરો થવા બાદ દરરોજ આપ કિબ્લહ તરફ ધ્યાન કેન્દ્રિત કરીને બેસી જતા હતા અને જે કોઈ ત્યાં આવતું તેના દિલ પર ઝિક્રે જમીઅત ઈલકા ફરમાવતા.
- આપના રૂહાની ફયઝના કેટલાક બનાવો નમૂના તરીકે હવે લખવામાં આવે છે.

**[૧] જુમ્અહના દિવસે તમામ હાજરજનો પર તવજ્જુહ ફરમાવતા**

- જુમ્અહના દિવસે મોટી સંખ્યામાં લોકો જમા થતા.
- આપ તવજ્જુહ ફરમાવીને બધાંના દિલોને ઝાકિર (ઝિકર કરનાર) કરી દેતા.

કોઈ આપથી અર્ઝ પણ કરતું કે :

"હઝરત ! જે લોકો પર આપ તવજ્જુહ ફરમાવીને તેમના દિલોને ઝાકિર કરો છો તેમને તો એની જાણ પણ થતી નથી !

તેઓ સમજી શકતા નથી કે તેમનું દિલ જે હરકત કરવા લાગ્યું છે તે ઝિક્રની હરકત છે કે ફકત બદની (શારીરિક) હરકત છે ! "

એના જવાબમાં હઝરત ફરમાવતા કે :

"એ જાણવાની જરૂરત નથી. એ મામલો અલ્લાહ તઆલાની સાથે છે. ઈન્શા અલ્લાહુ તઆલા ઝિક્રના અનવારની બરકત તેમના ઈમાનને સલામત લઈ જશે ! અને કબરમાં એની અસર માલૂમ થઈ જશે."

- એ જ કારણે હઝરત શૈખ આબિદ સનામી (રહ.)નું નામ આલમે ગૈબમાં 'કાસિમે ખઝાઈનુલ્લાહ' (અલ્લાહનો ખઝાનો વહેંચનાર) હતું.

## [૨] મુર્દાઓ પણ આપથી ફયઝ માટે ગુઝારિશ કરતા

હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી (રહ.) એક વખતે એક કબ્રસ્તાન પાસેથી પસાર થતા હતા ત્યારે ચાલતા ચાલતા થોભી ગયા.

હઝરતે કબ્રસ્તાન તરફ ઈશારો કરીને સાથીઓને ફરમાવ્યું કે :

"આ લોકો (મુર્દાઓ) ફયઝની દરખ્વાસ્ત કરે છે."

આપ મુર્દાઓના અહવાલની તરફ મુતવજિજહ થયા. તમામ કબ્રસ્તાન અનવારથી મુનવ્વર થઈ ગયું !

## [૩] આપની તવજ્જુહથી નાકિસ પીર કામિલ બની ગયો

એક દિવસ આપનું એક મસ્જિદમાં જવાનું થયું. ત્યાં એક પીર પોતાના મુરીદો સાથે બેઠા હતા.

- હઝરત આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિએ તે પીરના દિલ તરફ નિગાહ કરી તો તેનું દિલ અનવારે મઅલ્લાહથી ખાલી જોયું.
- મશાઈખની નજીક ફનાએ કલ્બી અને વારિદાતે વિલાયત વગર મુરીદ કરવું હરામ છે.
- હઝરતને મજકૂર નાકિસ પીરની હાલત પર દયા આવી એટલે મોડે સુધી આપ તેના દિલની તરફ મુતવજિજહ રહ્યા.
- આપની તવજજુહથી અલ્લાહ તઆલાએ તેને વિલાયતના મરતબા પર પહોંચાડી દીધો અને કામિલ બનાવી દીધો.

## પગે ચાલીને હજ કરી

- આપ પગે ચાલીને હજ માટે તશરીફ લઈ ગયા.
- હરમયન શરીફયનની ઝિયારતથી મુશર્રફ થયા અને ઈલાહી તથા નબવી ઈનાયતોથી મુશર્રફ થયા.
- આપ ફરમાવતા હતા કે :

"મારા સીનાની હરકત અને સોઝે તલબ કોઈ રીતે કમ થતી ન હતી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈનાયતોથી તસકીન (સુકૂન) થઈ ગયું અને ત્યાં દિલનો મકસદ હાસિલ થયો."

## મદીનહ મુનવ્વરહના સખત રિયાઝત અને મુજાહદહ કરનાર એક શખ્સનો બનાવ

- એક શખ્સ મદીનહ મુનવ્વરહમાં રિયાઝત, મુજાહદહ, નવાફિલ અને ઈબાદતો પુષ્કળ કરતો હતો.
- આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમે તેને જણાવ્યું કે આપની (હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિની) ખિદમતમાં રહીને ફયઝ મેળવો.
- તે શખ્સ આપની ખિદમતમાં હાજર થયો તો આપે તેને મુજાહદાઓ કરવાની મનાઈ કરી અને મધ્યમ માર્ગ (સમતોલન) અપનાવવા માટે ઈરશાદ ફરમાવ્યો.
- પરંતુ પેલો શખ્સ વિપુલ ઈબાદતોનો આદી બની ગયો હતો એટલે તેણે હઝરત મુહમ્મદ આબિદ સનામી (રહ.)ની સલાહ કબૂલ નહિ કરી.
- આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પેલા શખ્સની પાસે તશરીફ લાવ્યા અને તેને હઝરત મુહમ્મદ આબિદ સનામી રહિમહુલ્લાહુના ફરમાવવાની તાબેદારી કરવાનો હુકમ ફરમાવ્યો.
- આ હુકમથી તે શખ્સ સખત મુજાહદહ છોડીને હઝરત મુહમ્મદ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થતો રહ્યો અને આપની મુબારક સુહબતથી ઉચ્ચ મકામો પર પહોંચી ગયો.

## આપ દુનિયાની દૌલતને અને દૌલતવાળાઓને પસંદ કરતા ન હતા

એક શખ્સે આપની સામે કોઈ આદમી વિષે કહ્યું કે તે ઘણો

દૌલતવાળો છે.

આપે ફરમાવ્યું કે :

"આ લોકો (દૌલતવાળાઓ) ખૂબ જ મોહતાજ છે.

ખરી દૌલત અને સરમદી નેઅમત તો અલ્લાહ સાથેની નિસબત છે. અલ્લાહ (જેને એ દૌલત નસીબ કરે તે સાચો દૌલતવાળો છે.)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

**અલ ગિનાઉ ગિનન નફ્સ** اَلْغِنَآءُ غِنَى النَّفْسِ

[દિલનો ગની (ધનવાન) સાચો ધનવાન છે.]

**નવાબ સાહબને ખાનકાહમાં આવવાની પરવાનગી ન આપી**

હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી રહિમહુલ્લાહુના એક મુરીદે નવાબ સાહબ ફીરોઝ જંગના તરફથી અરજ કરી કે :

"નવાબ સાહબ હઝરતથી મુરીદ થવા માટે (અહીં ખાનકાહમાં) હાજર થવાની આરઝૂ રાખે છે."

આપ ખૂબ જ નારાઝ થયા અને ફરમાવ્યું કે :

"શું તમે એવું ચાહો છો કે મારી ખાનકાહ પણ ફલાણાં બુઝુર્ગની ખાનકાહની જેમ બેબરકત થઈ જાય ?

દુનિયાદારોના કદમ ખૂબજ મનહૂસ અને બેબરકતીના સબબ બને છે."

**હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિ આપના ખલીફા હતા**

● મશહૂર અને મહાન બુઝુર્ગ હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિ હઝરત શયખ આબિદ સનામી

રહમતુલ્લાહિ અલયહિના મુરીદ અને ખલીફા હતા.

- આપે આઠ વરસ સુધી સતત હઝરતની ખિદમતમાં રહી ઉચ્ચ મકામાત હાસિલ કરી આપની ખિલાફતથી મુશર્રફ થયા હતા.

હઝરત મિરઝા સાહબ ફરમાવતા હતા કે :

“મને આપના જ તુફૈલથી તમામ મુજદિદિયહ મકામાત હાસિલ થયા. અને એ તરીકાની કોઈ બારીક વાત મારાથી છુપી ન રહી.

તે પછી મને તમામ મકામાતની સયર નવેસર (ફરીથી) મુરાદી સયરના તૌર પર કરાવી કે ત્યાં ઈલ્મને દખલ જ નથી. એ ફકત આપની જ મુબારક તવજજુહાતથી હાસિલ થઈ.

જે વખતે આપે મને હકીકતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમ)ની તવજજુહ ફરમાવી તો મેં જોયું :

- મારા બદલે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમ તશરીફ ફરમાં છે અને હું હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમની સામે છું.
- ફરી પાછું મેં જોયું તો માલૂમ થયું કે બન્ને જગાએ હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમ તશરીફ ફરમાં છે.

## હઝરત શયખ આબિદ સનામી રહિમહુલ્લાહુનો ઈન્તિકાલ

આપનો ઈન્તિકાલ ૧૮ મી રમઝાનુલ મુબારક, હિજરીસન ૧૧૬૦ માં દિલ્હીમાં થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## આપનો મઝારે મુબારક

‘રાહનુમાએ મઝારાતે દેહલી’, પ્રકાશન વર્ષ : ૨૦૦૧ માં પાનું : ૨૮૮ માં જણાવ્યા પ્રમાણે આપનો મુબારક મઝાર

જી. ટી. કરનાલ રોડ,
ગુજરવાલા ટાઉનની સામે, દિલ્હી – ૩૩ માં છે.

**આપની કબર શરીફથી નઝર પહોંચે ત્યાં સુધીના વિસ્તારમાં દફન થનારની મગફિરતની બશારત**

હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.) ફરમાવે છે કે : "મારા પીર હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિએ કેટલીયે વાર મને ફરમાવ્યું કે :
"હે જાનેજાનાં !
મને વારંવાર ઈલહામ થયો છે કે :
હે મુહમ્મદ આબિદ !
જે જગાએ દફન થશે તે જગાએથી જયાં સુધી નઝર પહોંચે ત્યાં સુધીની જગામાં જેને દફન કરવામાં આવશે તેને બખ્શવામાં આવશે." ['મેઅયારુસ્સુલૂક' ગુજરાતી અનુવાદ ઈસ્વીસન ૧૯૯૯ ની આવૃત્તિ પાના નંબર : ૪૪૫, ૪૪૬]

**નોંધ :**

હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી રહિમહુલ્લાહુનું જીવનચરિત્ર મુખ્યત્વે નીચેની બે કિતાબોના આધારે લખવામાં આવ્યું છે.

(૧) **'હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ'**
લેખક : હઝરત મૌલાના મૌલવી મુહમ્મદ હસન સાહબ નકશબંદી, મુજદ્દિદી રહિમહુલ્લાહ, પાના : ૨૭૨ થી ૨૮૨

(૨) **'જવાહિરે ઉલૂવિય્યહ'**
લેખક : હઝરત શાહ રઊફ અહમદ મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ, ખલીફએ હઝરત ગુલામ અલી શાહ સાહબ દહેલવી રહિમહુલ્લાહ, પાના નંબર : ૧૦૮, ૧૦૯

હુવલ બાકી

# સૂરતના ત્રણ મહાન નકશબંદી ઔલિયા

(૧) હઝરત ખ્વાજા દાના રહિમહુલ્લાહ

(૨) હઝરત ખ્વાજા દેહદાર રહિમહુલ્લાહ

(૩) હઝરત ખ્વાજા અ. વહહાબ રહિમહુલ્લાહ







લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)

# વલસાડના

## ચાર નકશબંદી ઔલિયા

### ગ્રંથ : ૧૪

(૧)હઝરત ફકીરભાઈ ઈસ્માઈલ મનિયાર રહમતુલ્લાહિ અલયહિ
(૨)હઝરત મૌલાના રઝા હુસૈન દહેલવી બાદમાં વલસાડી (રહ.)
(૩)હઝરત હાફિઝ કારી મુહમ્મદ ઈદ્રીસ લખનવી બાદમાં વલસાડી રહમતુલ્લાહિ અલયહિ
(૪)હઝરત સય્યિદ મૌલાના નૂરજમાલ પેશાવરી બાદમાં વલસાડી રહમતુલ્લાહિ અલયહિ

લેખક

**અબ્દુલકાદિર ફાતીવાલા**